# आमुख

વયોવૃદ્ધ સૌરાષ્ટ્રના વિદ્વાન્ વૈદ્યરાજ શ્રી કૃપાશંકરભાઈના હાથેથી લખેલું ત્રિદોષવાદનૂ ગંક્ષિપ્ત પુસ્તક વાંચ્યું.

વૈદ્યરાજનું પોતાનું વર્ષોનું અનુભવ જ્ઞાન, પુસ્તકોમાંનાં મૂળ સંહિતાઓ અને જુનાં સંસ્કૃત ટીકાકારોનાં પ્રમાણો, એ બન્નેનો જરૂરી એવો સુમેળ એટલો સુંદર થયો છે કે, આ પુસ્તક વિદ્વાનોને પણ જોવા યોગ્ય અને સ્નાતકોત્તર કક્ષાના વિદ્યાર્થીઓને અધ્યયન કરવા યોગ્ય છે.

ગુજરાતીમાં આ કક્ષાનું પુસ્તક આ પહેલું જ જોવામાં આવ્યું છે. આશા છે કે વિદ્વાન વૈદ્યરાજો અને સ્નાતકો આ પુસ્તકનો સંપૂર્ણ લાભ લઈ ખરેખરા શુદ્ધ આયુર્વેદના ઉપાસકો બનશે.

આ પુસ્તક લખવા માટે ગ્રંથકર્તાને ધન્યવાદ ઘટે છે.

વિદ્વદ્ અનુચર

આચાર્ય વલ્લભરામ વૈદ્ય

ભૂતપૂર્વ ડીન આયુર્વેદિક ફેકલ્ટી : ગુજરાત યુનીવર્સિટી

ભૂતપૂર્વ ચેરમેન : આયુર્વેદિક ફેકલ્ટી ગુજરાત રાજ્ય.

श्री गणेशाय नमः ॥

# નિવેદન

આયુર્વેદના સંહિતા ગ્રન્થોમાં ત્રિદોષવાદનુ વર્ણન છે. પણ તે છુટું છવાયું હોવાથી આયુર્વેદના થોડા અભ્યાસીઓ તથા વિદ્યાર્થીભાઈઓને સહજમાં સમજાય તેમ નથી. ઘણાં લાંબા સમયના અભ્યાસે સતત મનન અને ચિંતન કરતાં દઢપણે મને જે સમજાયું છે તે વૈદ્યભાઈઓ અને આયુર્વેદના વિદ્યાર્થીભાઇઓને સરળ રીતે સમજાય તેમ નિબંધરૂપે (નહીં વિસ્તારવાળી) પુસ્તિકા છપાવી પ્રસિદ્ધ કરવાની મારી ઘણાં લાંબા સમયથી ઇચ્છા હતી, જે પરમ કૃપાળુ પરમાત્માએ લાંબી માંદગીમાંથી બચાવી મને લખવા પ્રેર્યો તે તેમની મહત્ કૃપાનુ ફળ છે.

જો વૈદ્યભાઈઓ તથા વિદ્યાર્થી બંધુઓને આયુર્વેદનો મૂળભૂત ત્રિદોષ સિદ્ધાંત દઢપણે સમજાય તો જ ચિકિત્સાકર્મ સહજસાધ્ય થાય, જેનુ પરિણામ સચોટ જણાતા આયુર્વેદ ઉપરની શ્રદ્ધા દઢ થાય. આયુર્વેદ કોલેજોમાં વિદ્યાર્થી બંધુઓ ઉત્તિર્ણ થયા પછી તુરત જ એલોપેથીનો આશરો લઈ વ્યવસાય શરૂ કરે છે. કારણુ તપાસતાં કોલેજોમાં તેઓને આયુર્વેદનો મૂળભૂત ત્રિદોષ સિદ્ધાંત દઢપણે સમજાવેલો હોતો નથી. શિક્ષણ ઘણું જ કંગાલ થઈ ગયું છે. અરે ? વિદ્યાર્થી પાસે અભ્યાસક્રમનું એકપણ પુસ્તક હોતું નથી. કેવળ નોટો ઉપર અધ્યાપકના વ્યાખ્યાનોનો સંગ્રહ કરી યેન કેન પ્રકારે પાસ થવા અને સર્ટિફીકેટ મેળવવા પુરતું જ લક્ષ હોય છે. અભ્યાસક્રમના એક માધવ અને શારંગધરના પૃષ્ઠ અને શ્લોકની સંખ્યાનુ પણ જ્ઞાન હોતું નથી, કારણુ કે ગ્રન્થનુ મુખપૃષ્ઠ પણ જોવાનુ મળ્યું હોતુ નથી.. તો પુસ્તકોનાં મોટા વિષયોની વાત જ શું કરવી.. આયુર્વેદનો ત્રિદોષ સિદ્ધાન્ત, ધાતુ અને મળ વિજ્ઞાન તથા આહારપાક, કર્મ, અગ્નિ સંબંધે વિજ્ઞાન જે આધુનિક એલોપેથી કરતાં ખૂબ ચડીઆતા હોઈ, રસવાળો વિષય હોવાં છતાં વિદ્યાર્થીઓને નિરસ અને કંટાળાજનક જણાય છે. આ ત્રિદોષ સિદ્ધાત અને જઠરાગ્નિ સંબંધી વિજ્ઞાનને છોડીને આયુર્વેદની ચિકિત્સા નિષ્ફળ નિવડે છે એ જ્ઞાન

મળેલું હોતું નથી એટલે એલોપેથીનો આશરો લઈ વ્યવસાય ચલાવવો પડે છે. જે કેવળ એલોપેથીના પ્રચારકો થઈ પડે છે.

આ નિબંધમાં મેં આયુર્વેદ જગતમાં સંદિગ્ધ રહેલા કેટલાક વિષયો ઉપર દૃઢ નિશ્ચય કરી ઘણાં લાંબા સમયના સતત અભ્યાસે મને શાસ્ત્રબુદ્ધિથી જે નિશ્ચય થયો છે તે પણ લખી જણાવ્યો છે. જેવાં કે– ધમની એટલે શું? તેમાં વહેતા વિશેષો અને પદાર્થો, જલ, સ્વેદ, અન્ન, રસ ઈત્યાદિનુ વર્ણન. સિરાઓના ચાર ભેદો, એલોપેથીનૃ Pancrease તે આયુર્વેદનું કયું ઉપાંગ. તેનું કાર્ય, ક્લોમ, સ્થૂલ અને સૂક્ષ્મ કલાઓ, તેઓનો પારસ્પારિક સંબંધ તથા ત્રિવિધ અવસ્થા પાક અને તેના સ્થાનો સંબંધી વર્ણન કરી સમજાવવા પ્રયાસ કર્યો છે. જે વિદ્વાનોને આશ્ચર્યયુક્ત આનંદમય તથા રસપદ થઈ પડે તેવો છે.

પુસ્તકના વિષયને સમજવા અંદર દશ સાદાં ચિત્રો આપેલાં છે. તે વિષયના સબંધ સાથે સરખાવી જોવાથી વધારે સરલતા જણાશે.

હવે પછી આયુર્વેદનું 'અક્ષિરોગ વિજ્ઞાન' મૂળ સહિત ગુજરાતી વિસ્તૃત વ્યાખ્યા સહિત સુશ્રુત અને વાગભટના ક્રમાનુસાર સશારીર (એલોપેથીના સમન્વયયુક્ત) સચિત્ર અને આયુર્વેદપદ્ધતિથી શસ્ત્રકર્મો સહિત મારા ૫૦ વરસના અનુભવને અંતે લખાએલું બહાર પ્રસિદ્ધ કરી આયુર્વેદની સેવા કરવા ધાર્યું છે. તે સિવાય પ્રાચિનકાલના આયુર્વેદના શલ્ય, શાલાકય તંત્રોમાહે વપરાતા યન્ત્રો અને શસ્ત્રોની સુંદર સચિત્ર (આકૃતિઓ) લગભગ ૨૦૦ અને તેની બનાવટ ઉપયોગ વગેરેનુ વર્ણન કરેલો તૈયાર ગ્રન્થ લખેલો છે તે પણ વૈદ્ય સમાજમાં મુકી આયુર્વેદના ઋણનો ભાર હળવો કરીશ.

મારા પરમ સુહૃદ મિત્ર વૈદરાજશ્રી જુગતરામભાઈએ આ પુસ્તકની શરૂઆતથી અંત સુધી બધો સંસ્કૃતભાગ જોઈ શુદ્ધિ વગેરેનો બોજો પોતે લઈ મને ઘણી રાહત આપી છે, તે બદલ તેમનો આભારી છું. હું દૂર હોઈ પુસ્તક પ્રકાશન માટે અને પ્રૂફ વગેરે જોઈ જ્યાં ક્ષતિ જણાઈ ત્યાં સુધારવા પ્રેસમાં જાતે આંટા ફેરાનો શ્રમ લઈ પુસ્તકને સર્વાંગ સુંદર કરવામા તેમનો મોટો ફાળો છે જે તેમની આયુર્વેદ પ્રત્યેની શુભ નિષ્ઠાનુ દર્શન કરાવે છે.

અમના છાપખાનાના માલિકશ્રી ચંદુભાઈએ પણ ખૂબ ખંત રાખી પોતાનું જાણી સુંદર કામ કરી આપ્યું છે અને તેઓની મારા પ્રત્યેની સારી ભાવના હોઈ મને અગાઉ પુસ્તક છાપી આપવા આપેલા વચનને સાર્થક કરી બતાવ્યું છે તે માટે તેમનો આભાર માનું તેટલો ઓછો છે. પુસ્તક છપાવી પ્રકાશન કરવું તે મારો આ પ્રથમ પ્રયાસ છે.

વળી મારા એક જુના સજ્જન અને વિદ્વાન પરમ સ્નેહી શ્રી ભાઈલાલભાઈ છોટભાર કે જેઓ ગુજરાતી અને હિન્દીના સારા વિદ્વાન હોઇ ગુજરાતી પ્રુફ સંશોધન તેમજ શુદ્ધિ પત્રકનો ભાર પોતે વહન કરી તે ભાર મારે શિરેથી હળવો કર્યો છે તેથી તેમનો પણ ઋણી છું

વિશેષમાં તો આ પુસ્તકમાં જે જે વિદ્વાનોના લખેલા અને ટીકાઓ કરેલાં ગ્રન્થો તથા એલોપેથી સબંધી વર્ણનોમાંથી મને જે જે આયુર્વેદના મૂળભૂત સિદ્ધાન્તો સાથે સમ્યક્ મેળ દેખાયો છે, તેમના અવતરણોમાંથી મને જે મળ્યું છે તેનો ઉપયોગ આયુર્વેદના સિદ્ધાંતને દઢ કરવા માટે કર્યો છે, માટે તે વિદ્વાનોનો પણ ઋણી છું. આ પુસ્તકમાં મારું કાંઇ નથી. જે છે તે આયુર્વેદનું જ છે. બહારથી ક્યાંઇથી આવ્યું નથી, તેમ લાવ્યો નથી. આયુર્વેદમા જ પડેલું પ્રચ્છન્ન રૂપે રહેલું તેમાંથી માત્ર સંકલન કરી આપ ભાઈઓના હાથમાં આપ્યું છે, જે વાંચી વિચારતાં આપને મારા કરેલા શ્રમની પ્રતીતિ થશે. પુસ્તક નાનું છે પણ વિષય ગહન અને બીજ રૂપે છે પંડિત માધવ કરજીએ પણ "નાના મુનિઓના વચનોનો જ સંગ્રહ કરી માધવ નિદાન રચ્યું છું" તેમ સત્ય કહી ઋષિઓનાં ઋણનો ભાર હલકો કર્યો છે.

આ પુસ્તકમાં જે કાંઇ ક્ષતિ જણાય તે હંસ-ક્ષીર ન્યાયે સુધારી વાંચવા અને સૂચના લખી જણાવવાથી સાભાર સ્વીકારી બીજી આવૃત્તિ છાપવાનો સમય આવશે ત્યારે દાખલ કરીશ એજ.

ભવદીય,

વૈદ્ય કૃપાશંકર બી. ભટ્ટ.

# આયુર્વેદનો ત્રિદોષવાદ

. The basic systems of human life in AYURVED

આયુર્વેદ શાસ્ત્રમાં વાત-વાયુ, પિત્ત અને કફ એ ત્રણનું દોષો, ધાતુઓ અને મળો નામથી વર્ણન કરેલું છે, આ ત્રિદોષવાદ ઉપર સમગ્ર આયુર્વેદનો પાયો છે અને પ્રાણ છે. આયુર્વેદના આ ત્રિદોષ સિદ્ધાંત ઉપર વિદ્વાન વૈદ્યરાજોએ પોતપોતાના મંતવ્યો રજ કરી પુસ્તકો લખ્યાં છે. જે છપાઈ બહાર પડયાં છે, છતાં હજુ વાંચનારના હૃદયમાં આયુર્વેદના ત્રિદોષવાદ સંબંધે સચોટ સરળ વાતની ઘડ બેસતી નથી; જેથી વૈદ્ય બંધુઓને સંક્ષિપ્તમાં સરળ રીતે ત્રિદોષવાદ સમજાય તે માટે મારો આ સંક્ષિપ્ત નિબંધ લખવાનો પ્રયાસ છે.

આયુર્વેદ શાસ્ત્રે વાતાદિ દોષોની મનુષ્ય જીવનમાં મહત્તા બતાવી છે. દેહની ઉત્પત્તિ પણ આ ત્રણ દોષ જ છે. **"वात पित्त श्लेष्माण एव देह संभव हेतवः"** (સુ. સૂ. અ. ૨૧) પ્રકૃતિભૂત વાતાદિ દોષો અનામય જીવનનો હેતુ છે અને વિકૃત થયેલા તે જ દોષો શરીરનાશનું કારણ છે.

"वायु पित्तं कफश्चेति त्रयोदोषाः समासतः ।
विकृताविकृता देहं घ्नन्ति ते वर्तयन्ति च ॥"
(વા. સૂ. અ. ૧)

"श्लेष्मैतैः प्रकृतिस्थितैरविरतं देहं हि सन्धार्यते ॥"— तथा च चरकः, — सर्वे एव खलु वात्तपित्तश्लेष्माणः प्रकृति भूताः पुरुषमव्यापन्नेन्द्रियं बलवर्णं सुखोपपन्नमायुषा महतोपपादयन्ति (ચિ. ક. ટીકા).

જેવી રીતે સૃષ્ટિની સ્થિતિ ચંદ્ર, સૂર્ય અને વાયુ વગર સંભવી શકે નહિ તેવી રીતે વાત, પિત્ત અને કફ વિના દેહની સ્થિતિ નથી.

विसर्गादानविक्षेपैः सोमसूर्यानिलाः यथा ।
धारयन्ति जगद्देहं कफपित्तानिलास्तथा ॥" (સુશ્રુત).

વાત, પિત્ત અને કફ એ ત્રણે મોટા સ્તંભોથી શરીરનું ધારણ થાય છે. તેથી કેટલાએક વિદ્વાનો શરીરને ત્રિસ્થૂણ કહે છે. વળી શરીરની ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં તેઓ જ કારણ છે.

" वातपित्तश्लेष्माण एव देहसंभवहेतवः ।
तैरव्यापन्नैरधोमध्योर्ध्वसंन्निविष्टैः ॥ "

शरीरमिदं धार्यतेऽऽगारमिवस्थूणामिस्तिसृभिश्च त्रिस्थूणमाहुरेके । अतएव च व्यापन्नाः प्रलयहेतवस्तदेभिरेव शोणितचतुर्थैः सम्भव स्थिति प्रलयेष्वऽप्यविरहितं शरीरं भवति ॥"

भवति चात्र–

" नर्ते देहः कफादस्ति न पित्तान्न च मारुतात् ।
शोणितादपि वा नित्यं देह एतैस्तु धार्यते ॥"

(સુ. સૂ. અ. ૨૧)

ચરક ભગવાન કહે છે કે, વાત, પિત્ત અને કફ એ ત્રણનો પ્રાણીઓનાં શરીરમાં નિત્ય સંબંધ છે. તે માટે મનુષ્યમાત્રે અનામય દીર્ઘ જીવન જીવવા માટે તેઓ વિકૃત થયા છે કે પ્રકૃતિસ્થ છે, તેમ વિદ્વાન વૈદ્યે હંમેશાં તેઓને જ જાણવાં. વળી જો તેઓ વિકૃતિ પામ્યા હોય તો શત્રુઓનાં જેવાં સમીપ રહે છે, એટલે બરાબર પરીક્ષા કરીને – ધ્યાન રાખીને તેમજ પોતાનું આયુષ્ય રોગોથી જતું ન રહે તેમ ઇચ્છીને હંમેશાં સાવધાન રહી, હિત-અહિત સેવનમાં બરાબર કાળજી રાખી શરીરનું રક્ષણ કરવા આત્મવાન અને ધીર પુરુષે તત્પર રહેવું.

" नित्याः प्राणभृतां देहे वातपित्तकफास्त्रयः ।
विकृताः प्रकृतिस्था वा तान् बुभुत्सेत पण्डितः ॥"

(ચ. સૂ. અ. ૧૯)

" नित्यं सं[illegible] [illegible]त्मवान् ।
नित्यं [illegible] ॥"

[illegible] સૂ. અ. ૧૭)

વળી વાગ્ભટજી કહે છે કે, કોઈપણ વ્યાધિ વાતાદિ દોષોને છોડીને થતો નથી. જેવી રીતે કોઈપણ પક્ષી પોતાની છાયાને છોડીને સર્વ કોઈ વખતે સર્વ કોઈ સ્થાને ઊતરી બેસી શકતું નથી.

" दोषा अेव हि सर्वेषां रोगाणामेककारणम् ।
यथा पक्षी परिपतन् सर्वतः सर्वमप्यहः ॥
छायामत्येतिनात्मीयां यथावाकृत्स्नमप्यदः ॥ "

વાગ્ભટજીનું ઉપરનું વર્ણન વિચારતાં વિશ્વની-સમગ્ર માનવજાતિને થતા રોગો વાત, પિત્ત અને કફ જન્ય છે, તેઓની વિકૃતિ જ રોગોને પેદા કરે છે તેમ થયું. તો પછી પ્રશ્ન ઊઠે છે કે આધુનિક પાશ્ચાત્ય વૈદકને એ દોષો સંબંધી જ્ઞાન અદ્યાપિ કેમ પ્રાપ્ત થયું નથી ? અરે ભાઈ, એલોપેથીની ફીઝીઓલોજી (ઇન્દ્રિયવિજ્ઞાન) તથા શરીરવિજ્ઞાન (એનેટોમી)માં આયુર્વેદનો ત્રિદોષ સિદ્ધાન્ત પાને પાને ભરેલો જોવામાં આવે છે. પણ આયુર્વેદના વાત, પિત્ત અને કફ શબ્દો માત્રથી ભડકે છે. કારણકે તેઓએ આયુર્વેદનું ઝીણવટ ભરી રીતે અનુશીલન કર્યું હોતું નથી. રોગગ્રસ્ત રોગી વૈદ્ય કે ડૉક્ટરની પાસે આવે છે ત્યારે તે રોગનાં લક્ષણો સહિત આવે છે જે લક્ષણો વાતાદિ દોષોનાં જ હોય છે. દોષોનો પ્રતિકાર કરવાથી વ્યાધિઓ મટે છે. જેમ જગતરૂપે રહેલા સઘળા પદાર્થોની સ્થિતિ સત્ત્વ, રજ અને તમ ગુણો વિના હોતી નથી તેમ મોટા વિસ્તારથી રહેલા સઘળા વ્યાધિઓની સ્થિતિ વાત, પિત્ત અને કફ વિના નથી, તેથી વાતાદિ દોષો તેઓનું મૂળ સિદ્ધ થાય છે.

" सर्वेषां च व्याधीनां वातपित्तश्लेष्माण अेव मूलं तल्लिङ्गत्वाद्दृष्ट फलत्वादागमाच्च । यथा हि कृत्स्नं विकारजातं विश्वरूपेणावस्थितं सत्त्वरजस्तमांसि न व्यतिरिच्यन्ते । अेवमेव कृत्स्नं विकारजातं विश्वरूपेणावस्थिमव्यतिरिच्य वातपित्तश्लेष्माणो वर्तन्ते ॥ "

(સુ. સૂ. અ. ૨૪)

વાતાદિ દોષો સર્વ શરીરચારી છે. તેઓ પોતપોતાના સ્રોતો કે જેઓ સૂક્ષ્માતિસૂક્ષ્મ શાખાઓ પ્રશાખાઓ રૂપે થઈ શરીરનાં દરેક અંગ–પ્રત્યંગોમાં ગએલાં છે તે દ્વારા તેઓનું વહન થઈ પોતપોતાના આશયોને

વાત, પિત્ત અને કફ એ ત્રણે મોટા સ્તંભોથી શરીરનું ધારણ થાય છે. તેથી કેટલાએક વિદ્વાનો શરીરને ત્રિસ્થૂણ કહે છે. વળી શરીરની ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં તેઓ જ કારણ છે.

" वातपित्तश्लेष्माण अेव देहसंभवहेतवः ।
तैरव्यापन्नैरधोमध्योर्ध्वसंन्निविष्टैः ॥ "

शरीरमिदं धार्यतेऽऽगारमिवस्थूणाभिस्तिसृभिश्च त्रिस्थूणमाहुरेके । अतअेव च व्यापन्नाः प्रलयहेतवस्तदेभिरेव शोणितचतुर्थैः सम्भव स्थिति प्रलयेप्वऽप्यविरहितं शरीरं भवति ॥"

भवति चात्र-

" नर्ते देहः कफादस्ति न पित्तान्न च मारुतात् ।
शोणितादपि वा नित्यं देह अेतैस्तु धार्यते ॥"

(સુ. સૂ. અ. ૨૧)

ચરક ભગવાન કહે છે કે, વાત, પિત્ત અને કફ એ ત્રણનો પ્રાણીઓનાં શરીરમાં નિત્ય સંબંધ છે. તે માટે મનુષ્યમાત્રે અનામય દીર્ઘ જીવન જીવવા માટે તેઓ વિકૃત થયા છે કે પ્રકૃતિસ્થ છે, તેમ વિદ્વાન વૈદ્યે હંમેશાં તેઓને જ જાણવાં. વળી જો તેઓ વિકૃતિ પામ્યા હોય તો શત્રુઓનાં જેવાં સમીપ રહે છે, એટલે બરાબર પરીક્ષા કરીને – ધ્યાન રાખીને તેમજ પોતાનું આયુષ્ય રોગોથી જતું ન રહે તેમ ઇચ્છીને હંમેશાં સાવધાન રહી, હિત-અહિત સેવનમાં બરાબર કાળજી રાખી શરીરનું રક્ષણ કરવા આત્મવાન અને ધીર પુરુષે તત્પર રહેવું.

" नित्याः प्राणभृतां देहे वातपित्तकफास्त्रयः ।
विकृताः प्रकृतिस्था वा तान् बुभुत्सेत पण्डितः ॥"

(ચ. સૂ. અ. ૧૯)

" नित्यं संनिहितांऽमित्रं समीक्ष्यात्मानमात्मवान् ।
नित्यं युक्तः परिचरेदिच्छन्नायुरनित्वरम् ॥"

(ચ. સૂ. અ. ૧૭)

વળી વાગ્ભટજી કહે છે કે, કોઈપણ વ્યાધિ વાતાદિ દોષોને છોડીને થતો નથી. જેવી રીતે કોઈપણ પક્ષી પોતાની છાયાને છોડીને સર્વ કોઇ વખતે સર્વ કોઇ સ્થાને ઊતરી એગી શકતું નથી.

" दोषा अेव हि सर्वेषां रोगाणामेककारणम् ।
यथा पक्षी परिपतन् सर्वतः सर्वमप्यहः ॥
छायामत्येतिनात्मीयां यथावाकृत्स्नमप्यदः ॥ "

વાગ્ભટજીનું ઉપરનું વર્ણન વિચારતાં વિશ્વની સમગ્ર માનવજાતિને થતા રોગો વાત, પિત્ત અને કફ જન્ય છે, તેઓની વિકૃતિ જ રોગોને પેદા કરે છે તેમ થયુ. તો પછી પ્રશ્ન ઊઠે છે કે આધુનિક પાશ્ચાત્ય વૈદ્યકને એ દોષો સંબંધી જ્ઞાન અદ્યાપિ કેમ પ્રાપ્ત થયુ નથી? અરે ભાઈ, એલોપેથી-ની ફીઝીઓલોજી (ઇન્દ્રિયવિજ્ઞાન) તથા શરીરવિજ્ઞાન (એનેટોમી)માં આયુર્વેદનો ત્રિદોષ સિદ્ધાન્ત પાને પાને ભરેલો જોવામાં આવે છે. પણ આયુર્વેદના વાત, પિત્ત અને કફ શબ્દો માત્રથી ભડકે છે. કારણકે તેઓએ આયુર્વેદનું ઝીણવટ ભરી રીતે અનુશીલન કર્યું હોતું નથી. રોગગ્રસ્ત રોગી વૈદ્ય કે ડોકટરની પાસે આવે છે ત્યારે તે રોગનાં લક્ષણો સહિત આવે છે જે લક્ષણો વાતાદિ દોષોનાં જ હોય છે. દોષોનો પ્રતિકાર કરવાથી વ્યાધિઓ મટે છે. જેમ જગતરૂપે રહેલા સઘળા પદાર્થોની સ્થિતિ સત્ત્વ, રજ અને તમ ગુણો વિના હોતી નથી તેમ મોટા વિસ્તારથી રહેલા સઘળા વ્યાધિ-ઓની સ્થિતિ વાત, પિત્ત અને કફ વિના નથી, તેથી વાતાદિ દોષો તેઓનું મૂળ સિદ્ધ થાય છે.

" सर्वेषां च व्याधीनां वातपित्तश्लेष्माण अेव मूलं तल्लिङ्गत्वाद्दृष्ट फलत्वादागमाच । यथा हि कृत्स्नं विकारजातं विश्वरुपेणावस्थितं सत्त्व-रजस्तमांसि न व्यतिरिच्यन्ते । अेवमेव कृत्स्नं विकारजातं विश्वरूपेणा-वस्थिमव्यतिरिच्य वातपित्तश्लेष्माणो वर्तन्ते ॥ "

(સુ. સૂ. અ. ૨૪)

વાતાદિ દોષો સર્વ શરીરચારી છે. તેઓ પોતપોતાના સ્રોતો કે જેઓ સૂક્ષ્માતિસૂક્ષ્મ શાખાઓ પ્રશાખાઓ રૂપે થઈ શરીરનાં દરેક અંગ-પ્રત્યંગોમાં ગએલાં છે તે દ્વારા તેઓનું વહન થઇ પોતપોતાના આશયોને

પામે છે અને તેઓનાં પ્રાકૃત કાર્ય (કર્મો) વડે દેહને ટકાવી રાખે છે અને જીવનોપકાર કરે છે.

"वातपित्तश्लेष्मणां पुनः सर्वशरीरचराणां सर्वस्रोतांस्ययनभूतानि"
(ચ. વિ. અ. ૫)

વાતાદિ દોષો જીવનના હેતુ હોવાથી પ્રાણ પણ કહેવાય છે.

"अग्निः सोमो वायुः सत्त्वं रजस्तमः पञ्चेन्द्रियाणि भूतात्मेति प्राणाः ॥" (સુ. શા. અ. ૪)

આયુર્વેદશાસ્ત્રમાં જઠરાગ્નિને ઈશ્વર સ્વરૂપ કહ્યો છે. વૈદક, વેદાન્ત અને યોગશાસ્ત્ર એ ત્રણે શાસ્ત્રના આચાર્યોએ તેના ઈશ્વર સ્વરૂપનું વર્ણન કર્યું છે. તે એવું તે કયું ઐશ્વર્યવાન તિલ પ્રમાણ તૈજસ તત્ત્વ છે કે જે જીવનોપકારક અને દેહની સ્થિતિનું કારણ છે? એ તૈજસ તત્ત્વના અન્વેષક ભારતીય ઋષિ મુનિઓ હતા. સૃષ્ટિના કોઈ પણ ચિકિત્સાશાસ્ત્રે તેની આવી મહત્તા હોવા છતાં તેને જાણવા પ્રયાસ કર્યો હોય તેવું જોવામાં આવતું નથી. આયુર્વેદ કહે છે કે અગ્નિનું શાન્ત થવું એ જ મૃત્યુ. "शान्तेऽग्नौ म्रियते". આહાર પાક દ્વારા ધાતુ-ઉપધાતુઓની નિષ્પત્તિ કરી શરીરને પુષ્ટ કરનાર, મૂત્ર, કિટ્ટભાગ તથા ત્યાજ્ય પદાર્થોને શરીર બહાર કાઢી શરીરનું રક્ષણ કરનાર અને અનામય દીર્ઘ જીવન આપનાર, મેધા, સ્મૃતિ, જ્ઞાન, પ્રભા, ઓજસ્ વગેરે શરીર દૃઢ રાખનાર પદાર્થો જઠરાગ્નિને આધીન છે.

वैद्यके– "जाठरो भगवानग्निरीश्वरोऽन्नस्य पाचकः ।
सौक्ष्म्याद्रसानाददानो विवेक्तुं नैव शक्यते ॥"
(सु. सू. अ. ३५)

वेदान्त–"अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥" (भगवद्गीता)

योग– कुण्डलिगतपित्तं तु सर्वं भुक्तान्नपचनार्थम् । तस्याः कुण्डल्याः देवतारुपत्वात् । तत्पित्तमपि तैजसवद् भवति ॥
(आ. सू. प्र. १, सू. ९. योगानन्द)

ઉપરની સાક્ષાત્ ભગવાન વિષ્ણુની વાણી શું મિથ્યા હશે? મનુષ્ય-શરીરમાં જઠરાગ્નિ તિલમાન હોવાથી તેને 'તિલ' પણ કહે છે. શરીરારંભક કાલે કલલના પિત્તકોષ (Gall-bladder)માં આ તિલમાન તૈજસ તત્ત્વ પિત્તના આશ્રયે સ્થિર થઈને આયુષ્ય પર્યંત રહે છે. વધવા-ઘટવાના ધર્મથી રહિત પોતે ઘટ્ટ પિત્તને આશ્રયે રહી જીવનોપકાર કર્મ કરે છે. પિત્તને આશ્રયે રહેલો દોષ પિત્તના વિઘાતાદિ કર્મો વડે અગ્નિમાંદ્યાદિ વિકૃતિ જન્માવે છે. અનામય દીર્ઘ જીવન માટે મનુષ્ય-પ્રાણીની દિનચર્યામાં તેને જ મહત્ત્વ અપાએલું છે કે અગ્નિની રક્ષા કરો.

એકલો જઠરાગ્નિ આહાર પાક કરતો નથી પણ પોતે પાચક પિત્તને પેદા કરે છે. જેમાં પોતે જ સમાન વાયુની સહાયવડે કરીને પાચક પિત્તરૂપ બને છે. પિત્તમાં રહેલો તૈજસ ભાગ (ઉષ્મા)ને સમાન વાયુ ધારણ કરે છે તે પાચક પિત્ત કહેવાય છે. તેથી પાચક પિત્તને "अनिलोऽग्नि" કહેવામાં આવે છે. વળી આહાર પાકમાં દોષો, ધાતુઓ અને મળોની ઉષ્મા તેમાં ભાગ ભજવે છે.

"जठराग्निना भक्षितान्नं न पच्यते। तत् पाचकपित्तेन भाव्यम् तेन सारकिट्टतया विभज्य किट्टकर्मे कर्तुं योग्यमित्यर्थः ॥"

(आ. सू. प्र. ४, सू. ४८ योगानन्द)

વેદમાંના મુખ્ય દેવોમાં પણ અગ્નિની પ્રધાનતા છે તેવી બીજા દેવોની નથી.

"इन्द्राग्नि चाश्विनौ चैव स्तूयन्ते प्रायशो द्विजैः ।
स्तूयन्ते वेदवाक्येषु न तथाऽन्या हि देवताः ॥"

(च. चि. का. १ पाद-४)

જ્વર, અતિસાર આદિ રોગોમાં અગ્નિ અત્યંત હણાય છે, જેથી તે રોગોની પ્રાથમિક ચિકિત્સા લંઘન, પાચન અને પેયાદિ ક્રમ દ્વારા દોષો અને શરીરને નિરામ કરી અગ્નિબલ વધારવામાં આવે છે. પછી બૃંહણ ચિકિત્સાદ્વારા શરીરને બળવાન બનાવવામાં આવે છે. આવા વિજ્ઞાનની પરાકાષ્ટાએ પહોંચેલા શાસ્ત્રને પુરાણુ અને અલ્પ પ્રયોજનીય માની તેની

ઉપેક્ષા કરવાથી કેટલા મનુષ્યો મિથ્યોપચાર દ્વારા અકાલે મરણને શરણ થતા હશે તેનો હિસાબ રાખી સત્યને પ્રકાશમાં લાવનાર કોણ છે ? કોઇ નહિ જ્વરમાં વાતાદિ કુપિત દોષ અને અગ્નિ અનવસ્થિત હોય છે તેને માત્ર એક લંઘન જ દોષનું પાચન કરી અગ્નિને ખુલ્લો પ્રજ્વલિત કરે છે અને દોષને વ્યવસ્થિત કરે છે પરિણામ સ્વરૂપ જ્વરની સમાપ્તિ થતી જાય રોગી જ્વરમુક્ત થાય છે

"अनवस्थितदोषाग्नेर्लंघन दोष पाचनम्" (ભાવપ્રકાશ)

આ લંઘન ચિકિત્સા અને જઠરાગ્નિ વિજ્ઞાન એ આયુર્ચિકિત્સાનું પરમ દૈવત છે તેને છોડીને જે ચિકિત્સા કર્મ કરવામાં આવે છે તેને મિથ્યોપચાર જાણવો તે લંઘન કર્મ આયુર્વેદ સિવાય કોઈ ચિકિત્સા-શાસ્ત્રમાં જોવામાં આવતું નથી આમજ્વરમાં અકાલે વિરેચન આપવાથી રોગી તુરત મરણને શરણ થાય છે તેવા સેંકડો રોગીઓ મારા જોવામાં આવેલા છે વૈજ્ઞાનિક રીતે જોઇશું તો પક્વાશયને મળાશય કહેવામાં આવે છે જ્યાં ધાતુરૂપ પુરીષ રહે છે તે પુરીષ પણ વાયુ અને અગ્નિરૂપ પ્રાણનું ધારણ કરે છે એટલે કે પક્વાશયમાં પુરીષધરા કલા આવેલી છે, જેમાં અગ્નિ અને પ્રાણવાયુનો વ્યાપાર છે "**पुरीषमुपस्तम्भम् । वायव्याग्नि धारणम् ॥**" (સુશ્રુત) જ્વરમાં સહસા અગ્નિ અત્યંત કુપિત છે, અને આમથી ઉષ્મ-ઢંકાએલો-હોય છે કે જેવી રીતે દેવતાના અંગારા ઉપર રાખના પડો ઢંકાય છે ધાતુઓના અગ્નિઓ પણ અત્યંત મંદ થએલા હોય છે તેવા સમયે માત્ર જઠરાગ્નિની થોડી ઉષ્મા મળમાં રહેલી હોય છે તે ઉષ્માદ્વારા જઠરાગ્નિ ઉપર આચ્છાદિત થએલો દોષ ધીમે ધીમે પાકી અગ્નિને ખુલ્લો કરી પ્રજ્વલિત કરે છે અને અગ્નિ પણ દોષનું પાચન કરવા માંડે છે, તેવા જ સમયે મૂર્ખ ચિકિત્સક વિના પ્રયોજન રોગીને વિરેચન કરાવી તે મળાશ્રિત અગ્નિ અને પ્રાણને બહાર કાઢે છે કે જેથી શરીરમાંનો અગ્નિ નાશ પામે છે અને રોગીને શ્વાસ ઉપડી તત્કાલ મરણ પામે છે કારણકે પ્રાણ અને અગ્નિ મળાશ્રિત હતા તેનો સદંતર નાશ થયો "**शान्तेऽग्नौ म्रियते**", — "सन्नोऽपराणां मल आम कोष्टे। स्थितो विरेको नहि योजनीय ॥ तज्जायते दोषमल प्रकोपो । नूनं यमस्येव गृहे स मर्त्यं ॥" (વૈદ્યસાર)

રોગીને અન્તકાલે અગ્નિબલની રક્ષા કરીને દોષાનુસાર આપવામાં આવતાં રસ, મંડ, પેયા, વિલેપી, યૂષ અને વાટ્ય આદિની વિવિધ કલ્પનાઓ ખૂબ જ ઊંડા વિચારપૂર્વક યોજાએલી છે. આવી આહાર કલ્પનાઓ સૃષ્ટિના કોઇ પણ ચિકિત્સાશાસ્ત્રમાં જોવામાં આવતી નથી. પંચ કર્મ વિધાનમાં એક એક કર્મની કાલમર્યાદા, અન્તરમર્યાદા અને તેના હીન, મિથ્યા અને અતિયોગ તથા સમ્યક્ યોગનાં લક્ષણો ખૂબ જ ખાત્રીવાળાં અને તેની ચિકિત્સા પણ શીઘ્ર ફલદાયી અનુભવથી જોવામાં આવે છે. પંચકર્મથી શરીરના સૂક્ષ્મ ઘટકો (cells)માં લેપાઇ ભરાઇ રહેલા દોષોને પીગળાવી છુટા પાડી કોષ્ટમાં લાવી બહાર કાઢવાની ક્રિયા ખૂબ જ ગંભીર વિચારપૂર્વક યોજાએલી છે.

મંદાગ્નિ રોગીને હલકું અને માત્રાથી યુક્ત યોગ્ય અન્ન જમાડી ૭ રસોનો વ્યત્યાસન ક્રમે ક્રમે કરી ગુરુ અને સ્નિગ્ધ ભોજન ઉપર લાવી અગ્નિબળને સ્થિર કરવાની યુક્તિ માત્ર આયુર્વેદ જ શીખવે છે.

આયુર્વેદનું નસ્યકર્મ ઉર્ધ્વજત્રુ રોગોમાં તો જાદુઇ અસર કરે છે. જેણે આ બધાં કર્મોનો ઊંડો અભ્યાસ કરી ક્રિયાકુશળતા અને અનુભવ મેળવેલો હોય તે જ આ સિદ્ધ ચિકિત્સાનો અપાર મહિમા જાણે છે.

આયુર્વેદશાસ્ત્રમાં દોષોનાં સ્થાનને ગૌણ ગણેલાં છે તેને જે કાંઈ મહત્ત્વ અપાય છે તે દોષનાં કારણે જ છે. કારણકે આમાશયોમાં ગએલા દોષનું વહન કરનારા સ્રોતોનું જ કાર્ય ત્યાં જોવામાં આવે છે. ઉદાહરણ રૂપે શ્વાસોચ્છવાસની ક્રિયા કરનારા સ્રોતો દ્વારા જ હૃદય અને ડાબું ફેફસું ગતિ કરી શકે છે. "**प्राणवहे द्वे, तयोर्मूलं हृदयम् रसवाहिन्यश्च धमन्यः** (સુ. શા. અ. ૯). ધમનીઓનું ધમનકાર્ય અને હૃદય-ફેફસાનું શ્વાસોચ્છવાસ કર્મ તેમાં આવેલા સ્રોતો દ્વારા થાય છે. શ્વાસોચ્છવાસની ક્રિયામાં હૃદય અને ડાબું ફેફસું કાર્ય કરે છે. હૃદયમાં રહેતો પ્રાણવાયુ શ્વાસને અંદર ખેંચી લઇ જાય છે અને ડાબા ફેફસામાં રહેલો ઉદાન વાયુ શ્વાસને બહાર કાઢવા રૂપ ઉચ્છવાસ કર્મ કરે છે. માત્ર બંને ફેફસાં શ્વાસોચ્છવાસ કર્મ કરે છે તેમ આયુર્વેદમાં વર્ણન નથી હૃદય અને ડાબું એક ફેફસું શ્વાસોચ્છવાસ કર્મ કરે છે તેમ આયુર્વેદ કહે છે. જમણું ફેફસું એ તો વક્ષઃસ્થિત આયુર્વેદમાં કહેલું 'કલોમ' કફનું સ્થાન છે જે અવલંબન કફદ્વારા હૃદયને

આધાર આપે છે. હૃદય તેને પ્રાણદાગ સહાયક થાય છે. આમ જમણું ફેફસું અને હૃદયને પારસ્પરિક ઘનિષ્ટ સબધ છે. એટલે ફેફ્સુ (જમણું) બગડે છે તો હૃદય વિકૃતિ સાથે હોય છે અને હૃદય બગડે છે તો પછી કલોમ-જમણા ફેફસાની વિકૃતિ કરે છે. જમણા ફેફસા (કલોમ)ને હૃદયા-વયવ વિશેષ માન્યુ છે, આધુનિક વૈદકમા પણ હૃદય બગડતા પહેલા જલોદર રોગમા કલોમ-જમણા ફેફસાના પડમા પ્રથમ પાણી ભરાય છે. (Cardiac acitis) આ જલોદરને હૃદયરોગથી થનારુ જલોદર કહે છે, પણ આયુર્વેદ તેને કલોમ વિકૃતિજન્ય જલોદર કહે છે. વળી વિદ્રધી પ્રકરણમા જે કલોમ વિદ્રધી કહ્યો છે તે મોટા ભાગે જમણા ફેફસાનો વિદ્રધી કહેવાય છે અને તે સ્થાનમા વિદ્રધી થાય છે. તે કેટલીક વખતે એક કરતા વધારે ગુમડાં પણ થાય છે (*Multiple abcesses of the* right lung).

## વાતાદિને દોષો, ધાતુઓ, મળો શા માટે કહેવાય છે ?

ધાતુઓ :–

જે પદાર્થ શરીરનુ ધારણ કરે અને પોષણ કરે તેને ધાતુઓ કહે છે પ્રકૃતિસ્થ વાતાદિ દોષો પોતાના પ્રાકૃત કર્મો વડે દેહનુ ધારણ કરે છે સર્વ શરીરચારી હોવાથી શરીરમા નિરતર પોતાના સ્રોતો દ્વારા ગતિ કરી શરીરને ટકાવી રાખે છે તેથી ધાતુઓ કહેવાય છે. આ ધાતુરૂપ દોષો પ્રસાદરૂપ કહેવાય છે

"ते धातवोऽपि विद्वद्भिर्गदिता देहधारणात् ।
शरीर धातवो पुन द्विधा संग्रहेण मलभूता प्रसादभूता श्च ॥" (चरक)

તેઓ વાતાદિ દોષો શરીર આરભક ગર્ભકાલીન અવસ્થામા શરીર-રચનાકાલે સ્થિર થઈને રહે છે (Embryonic Product). **વાત-તંત્ર:** (Nervous System), **પિત્ત-તંત્ર:** (Digestive System), **કફ તંત્ર:** (Lymphative System)

મલભૂત દોષો :–

જઠરાગ્નિ દ્વારા આહારના અંતિમ પાક (નિષ્ઠા પાક) પછી આહાર-માથી રસ, દોષો, મૂત્ર અને પુરીષ પૃથક્ થઈ પોતાના સ્રોતો દ્વારા પોતાના

સ્થાનકે જઈ શરીર આરંભક વાતાદિ દોષો સાથે મળી જઈને તેઓનું પોષણ કરે છે. જો તેઓ બગડેલા હોય તો પ્રસાદભૂત દોષોના કાર્યને હાનિ કરે છે અને રક્તાદિ ધાતુઓને પામીને ધાતુઓને પણ દૂષિત કરે છે.

" निष्ठा पाकाच्च मलरूपतया उत्पाद इति ।
(च. चि. अ. १५ चक्रपाणिदत्त)

" तच्चादृष्टहेतुकेन विशेषेण पक्कामाशयमध्यस्थं पित्तं ।
चतुर्विधमन्नपानं पचति विवेचयति च दोषरसमूत्रपुरीषाणि ॥"
(सु. सू. अ. २१)

દોષભૂત – મિથ્યા આહાર–વિહારથી તેઓ બગડતા હોઇ દોષો કહેવાય છે. મલભૂત દોષો બગડે છે ત્યારે દોષ કહેવાય છે.

" प्रसादभूताश्च वातपित्तश्लेष्माणः देहधारणात धातवः मल भूताश्च दूषणात् दोषा इत्युच्यन्ते ॥" (चि. क. टीका)

આહારના રસમાંથી મળરૂપે કફ પૃથક્ થાય છે. આહાર રસમાંથી યકૃત્ પ્લીહામાં મળરૂપે દ્રવ પિત્ત (Bile) પૃથક્ થાય છે. આહાર રસમાથી પકવાશયમાં (ક્ષુદ્રાન્ત્રમાં) ઉષ્ણતમ પ્રાણવાયુ પૃથક્ થાય છે.

સર્વ કાયિક રોગોનું મૂળ જઠરાગ્નિ વિકૃતિ હોવાથી કાયચિકિત્સા એટલે જઠરાગ્નિ સંબંધી ચિકિત્સા સર્વ આયુર્વેદજ્ઞો કહે છે.

" कायचिकित्सितमिति कोऽर्थः ? उच्यते काय शब्देनाग्निरभिप्रेतः "
(चि. कलिका)

" कायस्यान्तराग्ने चिकित्साकायचिकित्सा । " (चक्रपाणि)

જઠરાગ્નિના જ્ઞાન રહિત યાવત્ કાયિક રોગોની ચિકિત્સા નિષ્ફળ નિવડે છે; જ્વર–અતિસારાદિ સમગ્ર રોગોનું મૂળ જઠરાગ્નિનું દૂષિતપણું છે. પ્રથમ જઠરાગ્નિ દૂષિત થાય છે. જઠરાગ્નિ વડે આહારના પાક કર્મ દ્વારા પ્રથક થનારા રસ, વાતાદિ દોષો મળ મૂત્ર અને કલેદ (જળ)નો સમ્યક્ પાક થતો નથી ત્યારે તેઓ અપક્વ રહે છે. તેઓ શરીરમાં રહેતા "આમ"

સંજ્ઞાને પામે છે અને ઘણાં શારીરિક રોગોને જન્મ આપે છે. આહારનો અપક્વ રસ "આમ" કહેવાય છે. વિષના જેવો તેનો પ્રભાવ હોવાથી કેટલીક વખતે પ્રાણઘાતક વિષૂચિકા (કોલેરા) જેવા રોગોને પેદા કરે છે.

" मंदवह्निविदग्धश्च कटुकाम्लो भवेद्रसः ।
विषभावं व्रजेद्वापि कुर्याद्वा रोगसंकरम् ॥" (शा. सं.)

" आहारस्य रसः सारो यो न पक्वोऽग्निलाघवात् ।
आम संज्ञा स लभते बहुव्याधिसमाश्रयः ॥ (भा. प्र.)

આહારના અપક્વ રસને રસામતા, વાતાદિ દોષોના કાચાપણાને દોષામતા, અને મળોના કાચાપણાને મલામતા કહે છે. વાતાદિ દોષોની આમતા તીવ્ર પ્રકારનાં (Acute) વ્યાધિઓને પેદા કરે છે અને તે આશુકારી હોવાથી પ્રાણઘાતક છે. આવા કારણે વ્યાધિની સામ-નિરામ અવસ્થા અને તે અવસ્થા ભેદે વ્યાધિ એક જ હોવા છતાં ચિકિત્સાનાં વિકલ્પો આયુર્વેદ શાસ્ત્રે વિચારપૂર્વક કલ્પ્યાં છે. જેમકે જ્વરની સામ અવસ્થામાં લંઘન અને નિરામ અવસ્થામાં શમન ચિકિત્સા. આવા કોઈ ભેદો સૃષ્ટિના કોઈ પણ ચિકિત્સાશાસ્ત્રમાં જોવામાં આવતા નથી. જ્વરની આમ પચ્યમાન અને પક્વ એ ત્રણ અવસ્થાઓમાં ચિકિત્સા ભેદની ભિન્નતા છે. તેવી રીતે અતિસાર ગ્રહણી ઇત્યાદિ રોગોમાં છે.

" अनाम पालनं कुर्यात् आमं हि सर्वं रोगाणाम् " (आ. सू.)
" निरामदेहस्य हि भेषजानि भवन्ति युक्तान्यमृतोपमानि "
(યોગશતક)

પાશ્ચાત્ય વૈદકમાં વાતાદિ દોષોનાં કાર્યો, જઠરાગ્નિ અને તેનું કાર્ય દોષો, રસ, મળો, અને ધાતુઓની સામ-નિરામ અવસ્થાઓનું જ્ઞાન નથી. તેને છોડીને બધાં વર્ષોનો હોય તો પછી તે દઢ અને પૂર્ણ છે તેમ માનવું ? આ સત્ય જ્ઞાનને અભાવે તો દિન-પ્રતિ-દિન નવા નવા આવિષ્કારો જન્મે છે. અને ભારતની પ્રજાને નવા વિજ્ઞાન તરીકે પ્રસાદી આપે છે. દશ વર્ષ પહેલાં જે આ આવિષ્કાર નૂતન કહેવાતો તે ટૂંકું આયુષ્ય લઈને જન્મે છે અને તેને મિથ્યા ઠરાવવામાં આવે છે. નવાનવા

આ આવિષ્કારો જન્મે છે, એમ વાતાદિ દોષોના જ્ઞાન રહિત તથા જઠરાગ્નિના સત્યજ્ઞાન રહિત કોઇપણ ચિકિત્સાશાસ્ત્ર અને નવા નવા આવિષ્કારો જન્મે છે. જઠરાગ્નિ વિજ્ઞાન અને દોષ ધાતુઓનાં વિજ્ઞાનના કોયડાથી આયુર્વેદશાસ્ત્રની ચિકિત્સા સરલ અને સફલ નિવડે છે અને તે પરિપૂર્ણ છે. તેમાં વધારો થાય તેમ નથી તેમ કરી શકાય તેમ પણ નથી, તે પૂર્ણ શાસ્ત્ર છે. વૈદિકકાલના મંત્રદ્રષ્ટા ઋષિઓએ પણ વાતાદિદોષો અને અગ્નિની પ્રધાનતાની વાતો વેદોમાં કરેલી છે. આ મૂલ જ્ઞાન રહિત ચિકિત્સકો દ્વારા મિથ્યોપચારથી સૃષ્ટિમાં અકાલમૃત્યુથી મરણ પામતાં રોગીઓની સંખ્યા કેટલી હશે?

" ज्वरादीन् अत्यांतंकान् मिथ्योपचारितात् अकाळमृत्युन् पश्यामः "
(ચરક)

આયુષ્ય, વર્ણ, સ્વાસ્થ્ય, ઉત્સાહ, ઉપચય (વૃદ્ધિ) પ્રભા, ઓજસ્ તેજ, અગ્નિઓ (ધાત્વગ્નિઓ ભૂતાગ્નિઓ) અને પ્રાણ એ સર્વ દેહના ભાવોનું મૂલ કારણ જઠરાગ્નિ છે. એ બધાંનો પોષક તથા આહારપાકમાં પણ જઠરાગ્નિ પ્રત્યક્ષ કારણ છે.

## વાતાદિ દોષોની નિરુક્તિ

**वात**-સંસ્કૃત ભાષાના વ્યાકરણ પ્રમાણે ગતિ અને સૂચન અર્થ વાળા વા ધાતુથી પર કૃત્સંજ્ઞક 'क्त' પ્રત્યય આવવાથી વાત શબ્દ થયો છે.

**पित्त**-સંતાપ અર્થવાળા **तप** ધાતુથી પર કૃતસંજ્ઞક 'क्त' પ્રત્યય આવવાથી તથા પૃષોદરાદિગણની રીતિથી વર્ણનો વિપર્યય થવાથી **पित्त** શબ્દ થયો છે.

**श्लेष्म**- આ લિંગન અર્થવાળા **श्लिष** ધાતુથી પર કૃત્સંજ્ઞક **'मनि'** પ્રત્યય આવવાથી **श्लेष्मन्** શબ્દ થયો છે. કે જે કફનો પર્યાય છે, એ ધાતુઓનાં અર્થો ઉપરથી સામાન્ય રીતે વાત પિત્ત અને કફના રૂપો તથા કામો ધ્યાનમાં આવી જાય છે.

વાતાદિ દોષોનાં કર્મો અનેક પ્રકારનાં છે. તેનાં સામાન્ય કર્મો નીચે મુજબ છે.

કફનું કર્મ-વિસર્ગ, બલનું સર્જન કરવું. "प्राकृतस्तु बलं श्लेष्मा"

પિત્તનું કર્મ- આદાન, બલનું ગ્રહણ કરવું. આહારમાંના મધુરાદિ રસોનું પાક કર્મવડે ગ્રહણ કરવું.

વાયુનું કર્મ- વિક્ષેપ, શીત ઉષ્ણાદિકને વિવિધ પ્રકારે પ્રેરવું અને ધાતુઓનું વ્યૂહન કરવુ.

સુશ્રુત મહારાજે વર્ણવેલ વાતાદિ દોષોનાં કર્માખ્ય લક્ષણો નીચે મુજબ છે.

વાયુ-ચેષ્ટા અને ચેતના વ્યાપારદ્વારા શરીરને ધારણ કરી રાખે છે.

પિત્ત-શરીરમાં અગ્નિ કર્મવડે કરીને જિવાડે છે. " अग्नि कर्मणाऽनुग्रहं करोति "

કફ- શરીરમાં જલ ( ધાતુ ) ના કાર્યવડે શરીરને જિવાડે છે. " उदककर्मणाऽनुग्रहं करोति "

ચિકિત્સા કલિકા કારે વાતાદિ દોષોનાં કર્માખ્ય લક્ષણોનું સંક્ષિપ્તમાં અને સુંદર વર્ણન કર્યું છે જે નીચે મુજબ છે. જે પ્રસાદભૂત દોષોનાં કર્મો છે.

" चेष्टाचेतनयोस्तनौ तनुभृतां धाता तु वायुः स्मृतः ।
यत्तापं परितोऽदधात्यविरतं देहे हि पित्तं तु तत् ॥
यश्चाश्लिष्य वपुः सदा रसयति प्रीणाति सोऽयं कफ ।
श्चेत्येतैः प्रकृतिस्थितैरविरतं देहं हि संधार्यते ॥ "

સરીર ધારીઓનાં શરીરમાં જે ચેષ્ટા-કાયિક વ્યાપાર કરે છે અને જે ચેતના જ્ઞાનોપલબ્ધિનું સાધન છે. તે વાતતંત્ર ( Nervous system ) કહેવાય છે.

અહીં ગ્રન્થકારે વાતતંત્રના બે ભેદોનું સ્પષ્ટ વર્ણન કર્યું છે. (૧) ચેષ્ટા વાહક નાડીતંત્ર ( Motor nervous sy. ) અને સંજ્ઞાવાહક નાડીતંત્ર ( Sensory nervous sy. ) ચરક ભગવાને પણ કહ્યું છે કે " પ્રાણીની સર્વ ચેષ્ટાઓ પ્રકૃતિસ્થ વાયુને લીધે થાય છે તેથી પ્રકૃતિસ્થવાયુ

પ્રાણ કહેવાય છે. " सर्वांहि चेष्टा वातेन स प्राणः प्राणिनां स्मृतः " (ચ-સૂ-અ-૧૭) ઉત્સાહ, ઉચ્છ્વાસ, નિશ્વાસ, ચેષ્ટાઓ (વાણીના, કાયાના અને મનના વ્યાપારો), રસાદિધાતુઓની બરાબર સારી રીતનું ગતિમાન પણું, મળમૂત્રા દિકનું સમ્યક પ્રકારે શરીર બહાર નીકળવું એ વાયુનું પ્રાકૃત કર્મ છે

" उत्साहोच्छ्वासनिःश्वास चेष्टाधातुगतिः समाः ।
समो मोक्षो गतिमता वायोः कर्माविकारजम् ॥
(ચ-સૂ-અ-૧૮)

આ એકજ વાતતત્ત્વ સ્થાન ભેદે પાંચ પ્રકારનું પ્રાણ-ઉદાન, સમાન, અપાન અને વ્યાન કહેવાય છે. પ્રાણનું સ્થાન હૃદય અને મસ્તક, ઉદાન કંઠમાં, સમાન નાભિમાં, અપાન ગુદામાં, વ્યાન સર્વ શરીરમાં ફરે છે

वायुस्तन्त्रयन्त्रधरः, प्राणोदानसमानव्यापानात्मा, प्रवर्तकःचेष्टानामु च्चावचाना, नियन्ता प्रणेताच मनसः, सर्वेन्द्रियाणामुद्योजकः, सर्वेन्द्रियार्थानामभिवोढा, सर्व शरीर धातुव्यूहकरःशरीरस्य, प्रवर्तको वाचः प्रकृति. शब्दस्पर्शनश्रोत्रयोर्मूलं हर्षोत्साहयोर्योनिः समीरणोऽग्नेः दोष सशोषणः, क्षेप्तावहिर्मलानां, स्थूलाणुस्रोतसा भेत्ता, कर्त्तागर्भाकृतीनां, आयुषोऽनुवृत्तिप्रत्ययभूतो भवत्यकुपितः । सुश्रुतेऽप्युक्तंप्रस्पन्दनोद्वहन पूरण विवेकधारण लक्षणो वायुः पञ्चधा प्रविभक्तः शरीर धारयति
(ચિ ક ટીકા)

## વાતાદિ દોષોનાં સ્વભાવાખ્ય લક્ષણો

" रुक्ष शीतो लघुः सूक्ष्मश्चलोऽथ विशदः खरः ।
विपरीतगुणैर्द्रव्यैर्मारुतः सम्प्रशाम्यति ॥ (ચરક)

વાયુ રૂક્ષ, શીત, હલકો, સૂક્ષ્મ, ચલ, વિશદ અને ખર (કઠોર) છે તેથી વિપરીત ગુણવાળા દ્રવ્યોથી તે અત્યંત શાન્ત થાય છે

વાયુ પોતે વ્યક્ત નથી પણ તેના કર્મો વ્યક્ત-પ્રગટ થાય છે, તે

રૂક્ષ, શીત, લઘુ, ખર, તીર્યગ્ગામી, શબ્દ તથા સ્પર્શ એ ગુણોવાળો અને રજોગુણ બહુલ છે જ્યારે પ્રકોપ પામ્યો હોય ત્યારે તેનાથી વિપરીત ગુણોની અધિકતાવાળા દ્રવ્યાથી કર્મોથી શાન્ત થાય છે

"अव्यक्तो व्यक्तकर्मा च रूक्षः शीतो लघुः खरः । तिर्यग्गो द्विगुणश्चैव रजो बहुल एव च" (સુ નિ અ ૧)

કણાદ મુનિ વાયુને અનુષ્ણ શીત કહે છે એટલે કે ઉષ્ણ નથી તેમ શીત પણ નથી, પણ આયુર્વેદશાસ્ત્રમા શીતથી વાયુ વૃદ્ધિ પામે છે અને ઉષ્ણથી વાયુ શમે છે માટે વાયુને શીત સ્વીકાર્યો છે વાયુ યોગવાહિ હોવાથી પિત્તની સાથે સબંધ પામતા ઉષ્ણતાવાળો થઈ દાહ કરે છે અને કફની સાથે સબંધ પામતા શીત કરે છે

પાચ પ્રકારના વાયુઓના સ્વભાવાખ્ય લક્ષણો બતાવ્યા હોય છે તેવી જ રીતે પાચ પ્રકારના પિત્તના સ્વભાવાખ્ય લક્ષણો તીક્ષ્ણ-ઉષ્ણાદિ પાચે પિત્તમા હોય છે કફના શીત ગુરુ ઇત્યાદિ પાચે પ્રકારોમા હોય છે પણ સ્થાનભેદે દોષના પ્રત્યેક કર્મોની ભિન્નતા છે જેમકે- ચલન-વ્યાનનુ કર્મ, ઇન્દ્રિયોના અર્થોનુ ધારણ કરવુ ઉદાનનુ કર્મ, આહારનુ ઉદરમા પૂરણ કરવુ પ્રાણનું કર્મ, રસમૂત્ર પુરીષ આદિને પ્રથક્ કરવા સમાનનુ કર્મ, મૂત્રશુક્રાદિના વેગોને વેગબલે બહાર કાઢવા અને વેગ ન હોય ત્યારે ધારણ કરી રાખવા તે અપાનનુ કર્મ છે

વાતરોગો—Diseases of the nervous system

પિત્તરોગો—Diseases of the digestive system

કફરોગો—Diseases of the lymphatics and lymph glands

વાતરક્તરોગો—Diseases of the Angio neurosis

## મહાભૂત દ્રવ્યો અને મહાભૂત ગુણો

આયુર્વેદ દર્શનમા ગુણ-ગુણીનો ભેદ નથી ગુણો એ મહાભૂતના સૂક્ષ્મ રૂપો જ છે સુશ્રુત ઉત્તર તત્રના પ્રથમ અધ્યાયમા પચભૂતાત્મક નેત્ર શારીર આપેલુ છે તેમા પચભૂતથી ઉત્પન્ન થનારા પદાર્થો શિરાઓ,

સ્નાયુઓ, અસ્થિઓ અને નેત્રબુદ્બુદ સહિત અશ્રુમાર્ગોને ગણાવે છે નેત્રબુદ્બુદમાં પડલો આવેલા છે. સિરાઓ, ધમનીઓ અને દ્રવ પદાર્થો પણ છે. આ બધા પંચભૂતથી થએલા ધાતુ-ઉપધાતુઓથી બનેલા છે તે સિવાય પંચભૂતના એક એક ભૂતની અધિકતાવાળા ગુણો આવેલા છે તે ગુણ દ્રવ્યો શરીરમાં પણ આવેલા છે અને તેઓ શરીરારંભક દ્રવ્યો છે.

આકાશીયભૂતગુણ— "आकाशादश्रुमार्गाश्च" નેત્રમાં આવેલા અશ્રુમાર્ગો (Lachrymal passages) એ આકાશનો ગુણ બતાવે છે. કારણકે તે અશ્રુસ્રોતો રુદન વખતે જ અશ્રુપૂર્ણ હોય છે બાકીના સમયે તે ખાલી રહે છે. તેમાનો ખાલી અવકાશ (Space) વાળો ભાગ આકાશનો ગુણ કહેવાય છે. रिक्तता-એ આકાશનો ગુણ છે. તે પ્રમાણે શરીરમાં પણ જે અવકાશો ખાલી રહેલા હોય તે આકાશીય ગુણ જાણવો

વાયવીયભૂતગુણ— "वातात् कृष्णम्" નેત્રના કૃષ્ણ પટલ (Choroid coat) અને ત્વચામાં આવેલું કાળુ રંગ દ્રવ્ય (Melanin) વાયવીયગુણાધિક દ્રવ્ય છે આ દ્રવ્ય વાત પ્રકૃતિના પુરુષોના નેત્રમાં અને ત્વચામાં અધિકપણે હોય છે તેથી તેઓનો વર્ણ ધૂસર હોય છે. "नेत्र चेषां खरधूसराणि."

તૈજસભૂતગુણ— આ ત્રીજુ મહાભૂત છે અને ગર્ભકાલીન દ્રવ્ય છે શરીરના વિવિધ વર્ણોનો હેતુ આ તૈજસભૂત છે "तत्र तेजोधातुः सर्ववर्णानां प्रभवः" (સુ. શા. અ. ૨) તેજ આગ્નેય પદાર્થ છે મનુષ્ય શરીરમાં અનુક્રમથી પાકતી ધાતુઓમાંથી બનતો 'વસા' નામનો સ્નેહ છે તે તેજ છે. સ્ત્રીઓમાં આ તેજ દ્રવ્ય અધિક હોય છે તેથી સ્ત્રીઓના શરીરોમાં કોમળતા, સુકુમારપણું, રુવાંટા કોમળ તથા અલ્પ, ઉન્નાદ દૃષ્ટિ, સ્થિરતા, અન્નાદિકનું પાકવું, કાન્તિ અને દીપ્તિ અધિક હોય છે. "तेजो ह्याग्नेयं क्रमशः पच्यमानानां धातूनामभिनिर्वृत्तमन्तरस्थं स्नेहजातं वसाख्यं स्त्रीणां विशेषतो भवति" (સુ. સૂ. અ. ૧૫)

મનુષ્ય શરીરમાં આ વસા દ્રવ્યની ઉત્પત્તિ મેદોવહ સ્રોતે (Suprarenal glands)થી થાય છે "मेदोवहे द्वे, तयोर्मूलं वृक्कौ कटी च, तत्र विद्धस्य स्वेदागमनं, स्निग्धाङ्गता तालुशोषः स्थूल-

**शोकता पिपासा च** " ॥ (સુ શા અ ૯) આ મેદોવહાસ્રોતો વૃક્કોની ઉપર આવેલા છે તેના બે સ્રાવો થાય છે એડ્રીનેલીન (Adrinelin) અને કોર્ટિન (Cortin) આ બને સ્રાવોનો વ્યાપાર સાતેય ધાતુઓમા થાય છે સાતેય ધાતુઓમાથી સોમરૂપ ઓજસ્ અતિમ પરિણામ રૂપે ઉત્પન્ન થાય છે તેવી જ રીતે સાતેય ધાતુઓમાથી સારરૂપ આગ્નેય તેજોધાતુ વસા પેદા થાય છે જેમ પિત્તને આશ્રયે અગ્નિ રહેલો છે તેમ વસાને આશ્રયે તેજો ધાતુ રહેલી છે "**वसा मज्जा च वातघ्नौ बलपित्तकफप्रदा**" (હારિત) બળ ત્રિવિધ પ્રમાણનુ છે "**तच्च बल किमुच्यते ? बलमोजस्तेज इति त्रिविधम्**" (ચ ક ટીકા) આ ત્રણ પદાર્થો શરીરને લાગા કાળ સુધી જિવાડી શરીરને ટકાવી રાખે છે આ ત્રણની રક્ષાને આયુર્વેદ શાસ્ત્રે મહત્તા આપી છે જેવી રીતે ઓજસ્ની વિસ્રસ, વ્યાપદ અને ક્ષય અવસ્થાઓ છે તેવી જ રીતે તેમની પણ વિસ્રસ, વ્યાપદ અને ક્ષય અવસ્થા થાય છે

જ્યારે તેજની વિસ્રસ, અવસ્થા થાય છે ત્યારે ત્વચાની કોરતા, વર્ણનુ બદલાવુ, વ્યથા અને કાન્તિ રહિત પણુ થાય છે આ તેજોભૂત દ્રવ્યની વિકૃતિથી પાશ્ચાત્ય વૈદ્યકનો બલક્ષય-વર્ણનાશ આદિ લક્ષણો યુકત Addisions disease નામનો રોગ થાય છે રોગીનો વર્ણ ભૂખરો કાળો (Browns colour) થાય છે સાથે મદાગ્નિ, ત્વચાની કોરતા અને કાન્તિરહિતપણુ એટલા લક્ષણો સાથે બળ ક્ષય હોય છે આ પ્રથમને વિસ્રસ અવસ્થા કહેવાય છે

બીજી અવસ્થામા કૃશપણુ અગ્નિમાદ્ય, વસાનુ વિષ્ટા દ્વારથી અથવા મૂત્રદ્વારથી નીકળવુ થાય છે તેને તેજની વ્યાપદ અવસ્થા કહે છે ત્રીજી અવસ્થા ક્ષય કહેવાય છે તેમા દૃષ્ટિ તથા અગ્નિના બળની હાનિ થય છે વાયુનો પ્રકોપ થાય છે અને મરણ પણુ થઇ જાય છે

શસ્ત્રકર્મદ્વારા અધિવૃક્ક ગ્રન્થિ કાઢી નાખવાથી મરણ થાય છે તેજો ધાતુના ગુણો तैजसास्तु रूप रूपेन्द्रिय वर्णे सतापो भ्राजिष्णुता पक्ति-रमर्षस्तैक्ष्ण्य शौर्यं च" (સુશ્રુત) रुप लावण्यम् । पाक' उदराग्निनाऽहार पाक । सताप औष्ण्य । तीक्ष्णता आशुकारिता । वर्ण. गौरादिः । भ्राजिष्णुता दीप्ति. । अमर्श' क्रोध' ।

તેજો ધાતુની ક્ષીણતાથી ઉપરના બધા ગુણો મંદ પડે છે પ્રધાનપણે મંદાગ્નિ, શરીરોષ્મા ઓછી અને વર્ણનાશ એ લક્ષણો હોય છે. સાથે તીવ્ર બલનાશ જણાય છે.

જલભૂત ગુણ દ્રવ્યઃ— મસ્તિષ્કસુષુમ્નાગત જલ (Cerebrospinal fluid) શરીરના બીજાં દ્રવો કરતાં વધારે વારિ (જલ) જેવો પદાર્થો છે અને સ્વચ્છ છે. આ દ્રવને આધુનિક વૈદ્યોએ બ્રહ્મોદક નામ આપી વર્ણન કર્યું છે. આ જલને કૃત્રિમ રીતે શરીરની બહાર કાઢી નાખવામાં આવે છે તો દરદી તુરત મરી જાય છે કારણકે પાંચ મહાભૂતોમાંનું એક ગર્ભકાલીન દ્રવ-મૂલધાતુ છે. જલ નીકળી જવાથી પ્રાણગુહા, ત્રિપથગુહા વગેરેની દિવાલો પરસ્પર અથડાઈ જાય છે તે પણ કારણ બને છે, આ જલ ઓછું થઈ જાય તો મગજની અંદરના પોલાણવાળા ભાગો, ગુહાઓ વગેરે અદૃશ્ય થઈ જાય છે. આ દ્રવ શિરામંજરિકાઓ (Choroid plexus) માંથી ટપકે છે, આ દ્રવની વિકૃતિથી શિરઃકમ્પ (Meningitis) શિરો રોગ થાય છે. આયુર્વેદમાં તેનું વર્ણન નીચે મુજબ છે.

"वातोल्वणा शिरःकम्पं तत्संज्ञं कुर्वते मलाः ॥" (વા. ઉ. અ. ૨૩)

શિવદાસ સેનજી શિરઃ કમ્પનાં લક્ષણો આપી સ્પષ્ટ વર્ણન નીચે મુજબ કરે છે.

शिरः कम्पमाह—वातोल्वणा इत्यादि । तत्संज्ञमिति । शिरः कम्प संज्ञम् । तन्त्रान्तरे तु अस्य अपराण्यपि लक्षणान्युक्तानि यथा ।

"स्कन्धः शिरः कम्पति घूर्णतीव मूर्च्छां प्रलापं च तथैव निद्राम् ।
संज्ञाप्रणाशं जनयेद्विनिद्रां भ्रान्तं ततः पश्यति चापि चित्रम् ॥
गृह्णाति मन्यां हृदयञ्च रुपैः सर्व्वैरमीभिःसमभिद्रुतश्च ।
तिस्रो हि रात्रीर्न स जातु जीवेत्तं शीर्षकम्पं प्रवदन्ति रोगम् ॥
(શિવદાસ સેન. ટીકા)

પાશ્ચાત્ય વૈદ્યકમાં આ જલધાતુનું વર્ણન નીચે મુજબ છે.

સુષુમ્ના શીર્ષક દ્રવ :—

આ સ્વચ્છ વારિ જેવો પ્રવાહી પદાર્થ આખી બ્રહ્મમોદક કુલ્યામા મગજની અંદરની ગુહાઓમા, સુષુમ્નાકાન્ડમા તેમજ નીશારિકા અને ચીતાગુકા વચ્ચે સ્થળે સ્થળે રહેલો છે જુવાનોમા એનુ પ્રમાણ પાચ તોલા (૧૫૦–સી, સી) તથા પુખ્તવયના માણસોમા સહેજ વધારે હોય છે. મગજ તેમજ સુષુમ્નાકાન્ડના સૂક્ષ્મભાગોને તે બહારના ધક્કાથી બચાવીને એક સરખુ દબાણ ટકાવી રાખે છે તેમજ તેમને પોષણ આપે છે

તેનો રગ સહેજ પીળો અને બહાર કાઢતા તેમા થોડુ લોહી મળે તો સહેજ રાતો હોય છે તે સહેજ અમ્લારિ (Alkaline) હોઈ તેનુ વિશિષ્ટ ગુરુત્વ ૧૦૦૦/ જેટલુ હોય છે એમા રક્તજલની માફક ખનિજ પદાર્થો તથા દ્રાક્ષૌજ (Glucose) અને થોડુ નત્રિલ દ્રવ્ય રહેલુ છે. મસ્તિષ્કની ગુહાઓમા રહેલી શિરામજરીકામાથી એ આવે છે અને વધારાનુ દ્રવ પાછુ રક્તમા મળે છે. મગજને પોષણ આપવામા રક્ત મુખ્ય છે છતા તેના નાડીગોળોના પોષણમા આ જલનો હિસ્સો છે, મસ્તિષ્કવૃત્તિના શોથ (Meningitis)મા આ જલમા પરૂ થાય છે. (પ્રત્યક્ષ શારીર ભા. ૨ જો. ગુજરાતી)

મસ્તકમા રહેલા મૂર્ધાગ્નિની પ્રબળ ઉષ્માથી આ દ્રવ મસ્તકના ભાગોનુ રક્ષણ કરે છે

પૃથ્વીભૂતગુણ-દ્રવ્ય—"पलं गुरुो" – पलं मांसं, गुरुः पृथिव्याः માસધાતુ એ પૃથ્વીભૂતાધિક દ્રવ્ય છે જોકે અસ્થિ સ્નાયુઆદિ કઠિન ભાગો પાર્થિવાધિક દ્રવ્ય છે. જ્યારે માસધાતુ રક્તમાથી પેદા થયેલી બીજા પાર્થિવ દ્રવ્યો કરતા માસધાતુમાં અધિકપણુ છે

અપ-જલીય ધાતુઓ અને તેનુ પ્રમાણ :—

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | રસ | Plasma | ૯ | અંજલી |
| ૨. | જલ | Lymph | | |
| ૩ | લસિકા | Serum | | |
| ૪. | રક્ત | Blood | ૮ | અંજલી |

| | | | | |
|---|---|---|---|---|
| ૫. | કફ | Glycogen | ૬ | અંજલી |
| ૬. | પિત્ત | Bile | ૫ | અંજલી |
| ૭. | મૂત્ર | Urine | ૪ | અંજલી |
| ૮. | વસા | Fat | ૩ | અંજલી |
| ૯. | મેદ | Red marrow | ૨ | અંજલી |
| ૧૦. | મજ્જા | Bonemarrow | ૨ | અંજલી |
| ૧૧. | મસ્તકસ્નેહ | | | અર્ધાંજલી |
| ૧૨. | શુક્ર | Semen | | અર્ધાંજલી |
| ૧૩. | શ્લેષ્મણુઓજ | Sugar | | અર્ધાંજલી |
| ૧૪. | સ્વેદ | Sweat | | |
| ૧૫. | રસૌજ | Seruws albumin W.B.S. | | |

શરીરની અંદર ૬૪ પદાર્થો ૧૬૦ તોલા (૧૦ અંજલી) છે. મળમાં મૂત્રમાં, સ્વેદ અને રુધિર સહિત બીજી ધાતુઓમાં ઉદક રહેલું છે. પણ દશ અંજલીથી વધારે હોય છે તે શરીરની બહાર નીકળી જાય છે. ત્વચાની ઉદકધરા ત્વચા દશ અંજલી જલધાતુને ગ્રહણ કરી રાખે છે. આ ઉદકને લસિકા ( Serum ) કહે છે.

## વાતાદિ દોષોનાં આશ્રય વિશેષ સ્થાનો

" તે વ્યાપિનોઽપિ હૃન્નાભ્યોરધોમધ્યોર્ધ્વસંશ્રયાઃ

( વા-સૂ-અ-૧ )

વાયુપિત્ત અને કફ જો કે સમગ્ર શરીરમાં વ્યાપેલાં છે, છતાં તેઓનાં આશ્રય વિશેષ સ્થાનો આ પ્રમાણે છે. વાયુનું સ્થાન નાભિથી નીચે પકવાશય છે 'पक्वाधानं विशेषतः' પકવાધાન એટલે પકવાશય (ક્ષુદ્રાન્ત્ર ( Small intestine ) એ વાયુનું મુખ્ય સ્થાન છે.

પિત્તનું વિશેષસ્થાન- 'नाभिरत्र विशेषतः ॥' નાભિથી અહીં આમ-પકવાશય-ગ્રહણી (Duodenum) સમજવું. જે આગ્નેયપાચકપિત્ત (જઠરાગ્નિ) નું સ્થાન છે. "आमपक्वाशयमिति नाभिस्थम्"

કફનું વિશેષ સ્થાન- "कफस्य मुनरामुरः ॥" ઉરઃથી અહીં વક્ષસ્થલ (Thoracic Cavity) સમજવું. "श्लेष्माशयः स्यादुरसि" વક્ષમાં આવેલા બધા અવયવો કફને ધારણ કરનાર છે. ડલ્હણાચાર્યજી વક્ષ એટલે બંને સ્તનોની મધ્યનો પ્રદેશ કહે છે. જ્યારે ભાવમિશ્રજી કહે છે કે નાભિથી એકવેંત ઊંચે કંઠથી છ આગળ નીચે આવેલા ભાગ ઉરઃ જાણવું. "नाभेर्वितस्तिमात्रे च कण्ठदेशात षडङ्गुलम् । उरस्तावद्विजानीयाच्छेषं तु हृदयं मतम् ॥"

વક્ષમાં આવેલા ઉપાંગો-કંઠનાડી (Tracea) તેની બે શાખાઓ ડાબીશાખા કુફુસીયા શાખા કહેવાય છે અને જમણી શાખા કલોમ શાખા (જમણા ફેફસાંને લાગેલી શાખા). ડલ્હણાચાર્યજીએ ડાબી શાખાને હૃદય (તરફની) નાડી શાખા કહી છે અને જમણી તરફની શાખાને કલોમ શાખા કહી છે. "फुफुसोद्दृदयनाडिकालग्न स्वनामरव्यातम् (ह. टी.) हृदयक्लोम निवद्धा स्वप्तादश (સુ. શા. અ. ૫.) ઉદરમાંની બધી જલ વાહિ શિરાઓ (Right lymphatics) નું જલ અંતે કલોમ જમણા ફેફસામાં પહોંચે છે ત્યાં પ્રાણવાયુથી શુદ્ધ થઈ હૃદયને આપે છે. જલ હૃદયમાં જતાં હૃદયને બળ આપે છે તેથી અવલંબન કફ સંજ્ઞાને પામે છે. રસધાતુ સાથે મળી સમગ્ર શરીરમાં ધમનીઓ દ્વારા જલને પહોંચાડે છે, તર્પણ કરે છે. કલોમ એ જલનું મોટું કેન્દ્ર ગણાય છે. अधःस्तु दक्षिणेभागे हृदयात क्लोम तिष्ठति । जलवाहि सिरामूलं तृष्णाच्छादनकृन्मतम् (ભાવપ્રકાશ). "उदकवहे द्वे, तयोर्मूलं तालुक्लोम च" (સુ. શા. અ. ૯). जलवाहि "सिरामूलं तृष्णाच्छादनकं तिलम्" (શાર). दक्षिणाश्रितं यकृत् समीपे क्लोमसंज्ञकम् भवति (ડી. ટી). "क्लोम उदकवहस्रोतो मूलं हृद्दक्षिणतो मांसग्रन्थिः" (હેમાદ્રિ) "क्लोम वक्षः स्थितं विदुः" (હત્સ્યાયુર્વેદ, શલ્ય ૯-૧૧) "तिलकं – क्लोम द्वे मांस पिण्ड विशेषस्य फुफुस इति ख्यातम्" (અમર કોષ મહેશ્વરકૃત વ્યાખ્યા)

જલોદર રોગમાં પ્રથમ કલોમ દુષ્ટિ થાય છે. જમણાં ફેફસાંના પડમાં થમ જલ ભરાય છે. (Cardiac acitis, Hydrothrox). વળી અંતર દ્રધિ કલોમમાં થાય છે તે મોટે ભાગે જમણાં ફેફસામાંજ થાય છે.




સુ. શા. અ. ૫. શ્લો. ૩૧




સુ. શા. અ. ૪. શ્લો. ૩૦

( Multipal abeesses of the right lung ). વક્ષ: સ્થિત ફુફ્ફુસાન્ત રન પ્રદેશમાં પુષ્કળ શ્લેષ્મસ્રાવી ગ્રંથિઓ આવેલી છે, જેઓ કફનું સ્રવણ કરે છે કંઠમાં જિહ્વામૂલ આગળ આવેલો શ્લેષ્મસ્રાવી ગડ ( Thyroid gland ), મસ્તકના તાલુમૂલમાં આવેલી સુધા સ્રાવીગ્રંથિ ( Pituitory body ) એ અંગો હૃદયની ઉપર આવેલા હોઈ તેઓનું પણ ગ્રહણ થાય છે

" उरः कण्ठ शिरः क्लोम पर्वाण्यामाशयो रसः
मेदो घ्राणं च जिह्वा च कफस्य सुतरामुरः ॥ " (वाग).

ઉર કફનું સ્થાન વિશેષે કરી હોવાથી વાગ્ભટજીએ પાંચ પ્રકારના કફના સ્થાનોમાં પ્રથમ ઉરસ્થ અવલંબન કફથી વર્ણનની શરૂઆત કરી છે જ્યારે સુશ્રુત મહારાજે દોષની પ્રથમ દુષ્ટિ આમાશયમાં થતી હોવાથી આમાશયસ્થ ક્લેદન કફથી વર્ણનની શરૂઆત કરી છે.

" उरस्थः स त्रिकस्य स्ववीर्यत । हृदयस्यान्नवीर्याच्च तत्स्थ एवा-म्बुकर्मणा । कफधाम्ना च शेषाणां यत्करोत्यवलम्बनम् । अतोऽवलम्बकः श्लेष्मा " ( વાગ-સૂ-અ-૧૨ )

" माधुर्यात् पिच्छिलत्वाच्च प्रक्लेदित्वात्तथैव च ।
आमाशये संभवति श्लेष्मा मधुर शीतल ॥ "

स तत्रस्थ एव स्वशक्त्या शेषाणां श्लेष्मस्थानानां शरीरस्य चोदक कर्मणाऽनुग्रहं करोति " ( સુ સૂ. અ-૨૧)

ઉપર આપણે દોષોના આશ્રય વિશેષ સ્થાનો જાણ્યા પણ તે સિવાય આમાશયાશ્રિત ત્રણે દોષોના સ્થાનોનું વર્ણન જુદું કરેલું છે કે જ્યાં પ્રથમ દોષની દુષ્ટિ થાય છે

આમાશયાશ્રિત ત્રણ દોષોના સ્થાનો અને આશયો

" मिथ्याऽहारविहाराभ्यां दोषाह्यामाशयाश्रयाः ।
बहिर्निरस्य कोष्ठाग्नि ज्वरदाः स्युरसानुगाः ॥ "

( ભાવપ્રકાશ )

(Multipal abeesses of the right lung). વક્ષઃ સ્થિત ફુફુસાન્ત રસ પ્રદેશમાં પુષ્કળ શ્લેષ્મસ્રાવી ગ્રંથિઓ આવેલી છે, જેઓ કફનું સ્રવણ કરે છે. કંઠમાં જિહ્વામૂલ આગલ આવેલો શ્લેષ્મસ્રાવી ગંડ (Thyroid gland), મસ્તકના તાલુમૂલમાં આવેલી સુધા સ્રાવીગ્રંથિ (Pituitory body) એ અંગો હૃદયની ઉપર આવેલાં હોઈ તેઓનું પણ ગ્રહણ થાય છે.

" उरः कण्ठःशिरः क्लोम पर्वाण्यामाशयो रसः
मेदो घ्राणं च जिह्वा च कफस्य सुतरामुरः ॥ " (वाग).

ઉરઃ કફનું સ્થાન વિશેષે કરી હોવાથી વાગભટજીએ પાંચ પ્રકારના કફના સ્થાનોમાં પ્રથમ ઉરઃસ્થ અવલંબન કફથી વર્ણનની શરૂઆત કરી છે. જ્યારે સુશ્રુત મહારાજે દોષની પ્રથમ દુષ્ટિ આમાશયમાં થતી હોવાથી આમાશયસ્થ કલેદન કફથી વર્ણનની શરૂઆત કરી છે.

" उरःस्थः स त्रिकस्य स्ववीर्यतः । हृदयस्यात्र वीर्याच्चतत्स्थ एवाम्बुकर्मणा । कफधाम्नां च शेषाणां यत्करोत्यवलम्बनम् । अतोऽवलम्बकः श्लेष्मा " (વાગ-સૂ-અ-૧૨)

" माधुर्यात् पिच्छिलत्वाच्च प्रक्लेदित्वात्तथैव च ।
आमाशये संभवति श्लेष्मा मधुर शीतलः ॥ "

स तत्रस्थ अेव स्वशक्त्या शेषाणां श्लेष्मस्थानानां शरीरस्य चोदक कर्मणाऽनुग्रहं करोति " (સુ. સૂ. અ-૨૧).

ઉપર આપણે દોષોનાં આશ્રય વિશેષ સ્થાનો જાણ્યાં. પણ તે સિવાય આમાશયાશ્રિત ત્રણે દોષોના સ્થાનોનું વર્ણન જુદું કરેલું છે કે જ્યાં પ્રથમ દોષની દુષ્ટિ થાય છે.

આમાશયાશ્રિત ત્રણ દોષોનાં સ્થાનો અને આશયો.

" मिथ्याऽहारविहाराभ्यां दोषाह्यामाशयाश्रयाः ।
बहिर्निरस्य कोष्ठाग्निं ज्वरदाः स्यूरसानुगाः ॥ "
(ભાવપ્રકાશ).

સાત આશયો:—આશયો સાત છે. વાતાશય, પિત્તાશય, શ્લેષ્માશય, રક્તાશય, આમાશય, પક્વાશય, મૂત્રાશય. સ્ત્રીઓમાં આઠમુ ગર્ભાશય.

आशयास्तु— "वाताशयः, पित्ताशयः, श्लेष्माशयो, रक्ताशयः, आमाशयः पक्वाशयः, मूत्राशयः, स्त्रीणांगर्भाशयोऽष्टम इति ॥"
(સુ. શા. અ. ૫).

અહીં યાદ રાખવાનું કે, આગળ પક્વાશયને વાયુનું વિશેષ સ્થાન કહી વર્ણન કર્યું છે. તે આખા દેહની ત્રણ વિભાગે કલ્પના કરી પ્રધાન પણે શરીરનું તંત્ર ચલાવનાર ત્રણ મોટા યંત્ર-સંસ્થાનો ( Systems )નું વર્ણન છે. પણ શારીરિક રોગોને જન્મ આપનાર વાતાદિ દોષોની પ્રથમ દુષ્ટિના સ્થાનો પૃથક્ છે. પક્વાશય એજ વાયુનું સ્થાન હોય તો અલગ વાતાશયની ગણના કરવાની જરૂર હોય નહિ અને અહીં તો સુશ્રુત મહારાજે પક્વાશય અને વાતાશયની અલગ ગણના કરી છે. આમાશયની મર્યાદા નાભિથી બંને સ્તન પર્યંત આયુર્વેદશાસ્ત્ર કહે છે. "नाभिस्तनान्तरं जन्तोराहुरामाशयं बुधाः" પક્વાશય તો નાભિની નીચે આવેલું છે અને તેને મલાશય કહે છે. ( ક્ષુદ્રાન્ત્ર એજ પક્વાશય). અહીં કહેલું વાયુનું આશય તો નાભિમાંજ આવેલું છે. 'आमाशयाश्रयाः' એ વ્યાખ્યા શ્રી ભાવામિશ્રજી વર્ણન કરે છે. આહાર પાકમાં સમાન વાયુ અગ્નિને સહાયક થતો હોવાથી અહીં તે સમાન વાયુનું ગ્રહણ કરવા દીપિકા ટીકાકાર તેમજ ચક્રપાણિદત્તજીએ સ્પષ્ટતા કરી છે.

"उर्ध्वमग्न्याशयो नाभेर्वामभागे व्यवस्थितः ।
तस्योपरि तिलं ज्ञेयं तदधः पवनाशयः ॥" ( શાર્ં-પ્ર-ખં. અ-૫ ).

तत् तस्याग्न्याशयास्याधः पवनाशयो वायोः स्थानमित्यर्थः । तस्यवायोः समान इति संज्ञा । मलाशय (पक्वाशय) स्त्वपरस्येति ' ( દી. ટી ).

आमाशयगता वातापित्तश्लेष्माणोऽभ्यवहारेणातिमात्रेणाति प्रपीड्य मानाः सर्वेयुगपत्प्रकोपमापद्यन्ते (चरक. वि. अ. २).— 'आमाशयगता इति वचनेनाग्निसहाय ( समान ) स्यैव वायोः कोपोभवति, न पक्वाशयगतस्येतिदर्शयति ' ॥ ( ચક્રપાણિદત્તજી ).

સુધી પોતાના સ્થાનમાં ગ્રહણ કરી રાખે છે તેથી અગ્ન્યાશય તથા ગ્રહણી કહેવાય છે. ધન્વન્તરિના મતે આમાશય અને પક્વાશયની વચ્ચે પડીને બંને આશયોની મર્યાદા બાંધી પૃથક્ કરી બતાવે છે તેથી પિત્તધરા કલા કહેવાય છે. જેનો ઉપરનો છેડો આમાશય (હોજરી)ને લાગેલો છે. અને નીચેનો અંતિમ છેડો પક્વાશય (ક્ષુદ્રાન્ત્ર)ના મુખથી જોડાએલો છે. આહારપાક થતાં સુધી અન્નને એવી રીતે પોતાના સ્થાનમાં રોકી રાખે છે કે જાણે આગળીઓ વાસ્યો હોય. જ્યારે અન્ન પાકે છે ત્યારે નીચે પક્વાશયમાં ઢાકેલી દે છે.

" तदधिष्ठानमन्नस्य ग्रहणाद् ग्रहणी मता ।
सैव धन्वन्तरि मते कला पित्तधराह्वया ॥
स्थिता पक्वाशयद्वारि भुक्तमार्गार्गलेव सा ।
भुक्तमामाशये रुध्वा सा विपाच्य नयत्यधः ॥ "

[ વા. શા. અ. ૩ ]

આહારની પચ્યમાન અવસ્થા થતી હોવાથી તેને 'પચ્યમાનાશય' કહેવાય છે. કલા– " कलाधात्वाशयान्तरमर्यादा, पक्वामाशयमध्यस्था पच्यमानाशयरूपेणेत्यर्थः " (માધ. નિ. મધુ ટી). " पक्वामाशय मध्ये अग्न्याशयमिति वाच्यम् । तत्रार्थं चतुर्विधमन्नपानं पचति " (હે.ટી). ભાવમિશ્રજીએ તેને 'પક્વાશય' નામ આપ્યું છે. आमाशयादधः पक्वाशयादूर्ध्वं तु या कला । ग्रहणीनामका सैव कथितः पाचकाशयः " (ભાવપ્રકાશ). ચરક ભગવાને ગ્રહણીને પક્વાશય નામ આપી વર્ણન કર્યું છે જ્યાં આહારનો કટુપાક થાય છે.

" पक्वाशयं तु प्राप्तस्य शोष्यमाणस्य वन्हिना ।
परिपिण्डितपक्वस्य वायुःस्यात् कटुभावतः ॥ " (च. चि. अ. १५)

આહારનો કટુપાક ગ્રહણીમાં થાય છે. પક્વાશય એટલે ક્ષુદ્રાન્ત્ર અહીં લેવું નહીં.

" ग्रहण्यां पच्यते कोष्टवह्निना जायते कटुः ॥ " (શારં. પ્ર. ખં. અ. ૬).

" पक्वशब्देनपाक, न पक्वाशयः । तेन पक्वाशयस्थ
इत्यन्नपच्यमानाशयस्थ इत्यर्थः । तत्रैवहिपित्त—
स्थानत्वेन विरेचनमुपयोगिकमित्याहुः ॥ " ( शिवदाससेन)

સુશ્રુત મહારાજે પણ સદ્યોવ્રણ ચિકિત્સામાં ગ્રહણી માટે પક્વાશય નામ આપી પક્વાશયસ્થ રુધિરને હરવા વિરેચન આપવા કહ્યું છે. વિરેચન પિત્ત-સ્થાનના દોષને હરવા ઉપયોગી થાય છે.

" आमाशयस्थे रुधिरे वमनं पथ्यमुच्यते ।
पक्वाशयस्थे देयं च विरेचनमसंशयम् ॥ " (સુ. ચિ. અ. ૨).

પિત્તાશય, અગ્ન્યાશય, પચ્યમાનાશય, પક્વાશય, ગ્રહણી, પિત્તધરાકલા, અગ્નિધરાકલા વગેરે ગ્રહણીના નામો છે. ગ્રહણી-(આંતરડું) દશથી બાર આંગળ લાંબી છે. મુસ્લિમ વૈદ્યકમાં તેને 'અસનાસરી' કહે છે. અસના એટલે બે સરી એટલે દશ મળી કુલે બાર આંગળ લાંબો આંતરડાનો ભાગ. પાશ્ચાત્ય વૈદ્યકમાં તેને Duodenum કહે છે.

આમાશય—આમાશયથી અહીં ગ્રહણીની ઉપર આવેલી હોજરી (જઠર)નું ગ્રહણ કરવું કે જ્યાં આહારનો પ્રથમ અવસ્થાપાક થાય છે અને આહાર મધુર ભાવ પામે છે જેથી કફની વૃદ્ધિ થાય છે. આમાશયમાં ક્લેદન કફ રહેલો છે. સ્થાન મહિમાનુસાર ષડ્રસયુક્ત આહારની અહીં મધુર અવસ્થા થાય છે.

"अत उर्ध्वं श्लेष्मस्थानान्यनुव्याख्यास्यामः । तत्र आमाशयः पित्ताशयस्योपरिष्टात् तत्प्रत्यनीकत्वादुर्ध्वगतित्वात्तेजसः, चन्द्र इव आदित्यस्य" ॥ (સુ-સૂ. અ. ૨૧).

"माधुर्यात् पिच्छिलत्वाच्च प्रक्लेदित्वात्तथैव च ।
आमाशये संभवति श्लेष्मा मधुर शीतलः ॥"
(સુ. સૂ. અ. ૨૧).

ઉપર પ્રમાણે વાતાશય, પિત્તાશય અને આમાશય એ ત્રણ દોષનાં આમાશયમાં સ્થાન કહ્યાં છે અને એક બીજા બહુજ નજીક અને જોડાયેલાં છે.

રક્તાશય—વાગભટજીએ પ્રથમ રક્તાશય કહી ક્રમે કરીને કફ આમાશય, પિત્તાશય, પક્વાશય, વાતાશય અને મૂત્રાશય ગણાવ્યાં છે એટલે અહીં શ્લેષ્માશયની ઉપર રક્તાશય આવેલું કહે છે અને શ્લેષ્માશયની

નીચે આમાશય કહે છે. આમાશયની ઉપરનો વક્ષઃભાગ એજ શ્લેષ્માશય કહેવાય છે. "श्लेष्माशयःस्यादुरसि" (શાર). આગળ આપણે શ્લેષ્મનું સ્થાન આમાશય (હોજરી) કહ્યું છે પણ અહીં તો દોષોના આશ્રય વિશેષ સ્થાનોનું વર્ણન લોઈ પ્રથમ કહેલાં "तेव्यापिनोऽपिहृन्नाभ्योरधोमध्यो र्ध्वसंश्रयाः" એ વ્યાખ્યાન મુજબ દેહના ત્રણ વિભાગે કહેલા વર્ણનને પ્રહણ કરવું જોઇએ, રક્તાશય પણ વક્ષઃપ્રદેશમાં આવેલું છે. "जीवरक्ता-शयमुरो ज्ञेयः" (શાર). એ જોતાં રક્તાશય એટલે હૃદયનો જમણો ભાગ કહે છે. કારણકે-આહારમાંથી રક્તરૂપ બનેલો રક્તનો ભાગ ( Venous blood ) સિરાઓ દ્વારા હૃદયના જમણા ખંડમાં પ્રથમ આવે છે. અને શુદ્ધ થઈ હૃદયના ડાબા ખંડમાં આવી મહાધમનીની શાખાઓ દ્વારા સમગ્ર શરીરમાં ફરે છે ધમનીઓમાં ફરતો દ્રવધાતુ તો રસધાતુ કહેવાય છે અને સિરાઓ ( Veins ) માં ફરતો દ્રવ એ જ આયુર્વેદનો રક્તધાતુ છે. "दोषधातुवहाःसिराः । धमन्योरसवाहिन्यो धमन्ति पवनं तनौ ॥" (શાર). આયુર્વેદશાસ્ત્રે હૃદય બે આંગળનું એટલે કે અંગુષ્ટ માત્ર કહ્યું છે. "द्वयङ्गुलं च हृदयम्" (ચ. વિ. અ. ૮). તે બે આંગળનું હૃદય ડાબા ખંડનો મહાધમની સાથે જોડાએલો ભાગ સમજવો. જમણી તરફના ખંડમાં રુધિર વધારે અને થોડો ચેતન (આત્મા) નો ભાગ છે. અને ડાબી બાજુના ખંડમાં આત્મા રહેલો છે અને રક્ત (ઓજ) થોડું છે. જમણા ખંડનું રુધિર અધિક ઘાટું છે. કારણકે હૃદયની માંસપેશીઓ કઠિન છે અને તેનું પોષણ પણ ઘાટા રુધિરથી થાય છે. ડાબા ખંડનું રુધિર બહુ જ પાતળું છે કારણ કે તે આત્મા-જીવથી થએલું છે. વળી વિશેષ ગરમ અને પાતળું છે તે આત્માના તેજથી મળેલું છે. વેદમાં પણ 'અંગુષ્ટ માત્ર' પુરુષ-આત્મા કહ્યો છે. મુસ્લિમ વૈદ્યકમાં આત્માની શક્તિને 'રૂહ હૈવાની' કહે છે અને સ્થાન હૃદય બતાવે છે, મસ્તકમાં રહેલી શક્તિને "રૂહનફસાની" કહે છે. અને યકૃતમાં રહેલી શક્તિને 'રૂહતબઇ' કહે છે. દીપિકા ટીકાકાર પ્લીહાને રક્તાશય માને છે કારણકે તે રક્તનું મોટું કેન્દ્ર છે.

પકવાશયનું વર્ણન—પકવાશય ક્ષુદ્રાન્ત્રને કહેવામાં આવે છે. તે પણ વાયુનું સ્થાન છે. તન્ત્રાન્તરમાં પકવાશયસ્થ વાયુને "ઉષ્ણતમવાયુ" કહ્યો છે. "तेषामुष्णतमः प्राणोनाभिकन्दादधः स्थितः" (દી-ટી). આ ઉષ્ણતમ વાયુને પ્રાણ સંજ્ઞા આપી છે. સર્વ શરીર ચારી છે; અને સમગ્ર

વાત તંત્ર તેને આધીન છે. પોતે પાંચ પ્રકારે ભેદ પામી પાંચ પ્રકારનો થાય છે અને સ્થાન ભેદે જુદા જુદા ભાગે ઓળખાય છે. હૃદય અને મસ્તકમાં પ્રાણ, કંઠમાં ઉદાન, નાભિમાં સમાન, ગુદે અપાન, સર્વાંગમાં વ્યાન કહેવાય છે. આ પક્વાશયસ્થ પ્રાણ વાયુ આખા શરીરના અવયવોનું તથા જીવ અને જઠરાગ્નિનું પોષણ કરે છે. બધા વાયુઓને બળ આપે છે. આ વાયુ પક્વાશયમાં કેવી રીતે ઉષ્ણતમ ભાવને પામે છે તે જોઇએ; અને તેના પાંચ-પ્રકાર ભેદો કેમ પડે છે તે પણ જાણવું જોઇએ. આ વાયુ પ્રકોપ પામે છે ત્યારે વાતરોગો જન્મે છે અને તે બસ્તિ દ્વારા જીતાતાં વાતરોગોનું શમન થાય છે–માટે જ "बस्तिर्वातहराणाम्" આયુર્વેદશાસ્ત્રે કહ્યું છે વાયુ તો શીત સ્વભાવ વાળો છે અને અહીં તો ઉષ્ણતમ વાયુ રહેલો છે.

ભુક્તાન્નના ત્રિવિધ અવસ્થા–પાક સમયે જ્યારે આહાર–ગ્રહણી અગ્નિના સ્થાનમાં આવે છે ત્યારે તેમાં 'તિલ સ્થાન' (Gall bladder) પિત્તસ્રોત) માંથી પિત્તનો આગ્નેય દ્રવ ભાગ તેમાં (ગ્રહણી સ્થાનમા) આવે છે અને સમાનવાયુ (Pancreas) ના ક્ષારીય (Alkline) રસ સાથે મળે છે અને તેથી ગ્રહણી સ્થાનમાં એક પ્રબલ ઉષ્મા (Heat) પેદા થાય છે અને વાયુ પણ ઉત્પન્ન થાય છે. વાયુ અગ્નિની ઉષ્માને ધારણ કરે છે. તેજ પાચકપિત્ત કહેવાય છે. જે ગ્રહણી સ્થાનમાં આહારનું સમ્યક્ પ્રકારે પાચન કરે છે જેને નિષ્ટાપાક કહે છે. સમાન વાયુ અને અગ્નિ બને મળીને આહારપાક કરતાં હોવાથી પાચકપિત્તને "અનિલો અગ્નિ' કહેવામા આવે છે. "अनिलोऽग्निस्तस्य नाभिस्थानम्" ચિ. કલિકા. ટીકા). નિષ્ટાપાક સમયે આહાર પક્વાશય (ક્ષુદ્રાન્ત્ર)માં આવે છે. અને અવસ્થાપાકમાં વૃદ્ધિ પામેલા કફ, પિત્ત અને વાયુની પૃથક્ થઈ ઉત્પત્તિ થાય છે; સિવાય રસ, મૂત્ર અને પુરીષ પૃથક્ થાય છે. પૃથક્ થએલા દોષો, રસ, મૂત્ર પોતપોતાના વાહક સ્રોતોદ્વારા પોતાના સ્થાનને પામે છે. અને વાયુ તથા પુરીષનું પક્વાશય ધારણ કરે છે. આ વાયુ અહીં પ્રાણસંજ્ઞા પામે છે અને ઉષ્ણતમ હોય છે. એટલે ખરી રીતે પક્વાશયસ્થ વાયુ ઉષ્ણતમ સમાનવાયુ જ છે. તેનો સ્પષ્ટાર્થ ડલ્હણાચાર્યજીએ કર્યો છે. પક્વાશયના અંતિમ છેડે પુરીષધરા કલા–ઉન્ડુક (Ceacum) આવેલું છે તે ક્ષુદ્રાન્ત્ર (પક્વાશય) અને બૃહદ્-અન્ત્રની વચ્ચે આવેલી હોવાથી બનેને પૃથક્ કરી બતાવે છે તેથી કલા કહેવાય છે. જે પક્વાયશમાં રહેલા મળના કીટ્ટભાગ બૃહદ અન્ત્રમાં ધકેલે

છે જ્યાં કીટભાગમાંથી દ્રવ ભાગ શોષાઈ ઘટ્ટ વિષ્ટા બની ગુદાદ્વારા બહાર પડે છે. આ કલામાં પણ ગ્રહણી જેવોજ અગ્નિ અને સમાનનો વ્યાપાર છે.

"पञ्चमी पुरीषधरानाम; या अन्तःकोष्टे मलमभिविभजते पक्वाशयस्था" (સુ. શા. અ-૪). આ પુરીષ વિભાગ કરનાર અગ્નિ અને (સમાન) વાયુ છે તેમ ડલ્હણાચાર્યજી નીચેના વ્યાખ્યાનથી સમજાવે છે.

"अन्तः कोष्टे कोष्टमध्ये, तत्रापिरसविभागे किट्टस्य पुरीषस्यात तत् पुरीषं कोष्टे विभजति कोष्टात् पृथक् करोति;. स चात्र पुरीष विभागोऽग्निमारुतकृतोऽपि; तत्राग्निकृतो यथा–'विवेचयति च रसमूत्र-पुरीषाणि (સુ. સૂ. અ–૨૧)'–'मारुतकृतो यथा–'सोऽन्नं पचति तज्जांश्च विशेषान्विविनक्ति हि' (નિ. અ. ૧) इति व्याख्याति' (ડલ્હણાચાર્યજી).

પકવાશયમાં વાયુ અને અગ્નિનો વ્યાપાર છે. પુરીષનું ધારણ કરે છે. અને તે પુરીષમાંજ અગ્નિ અને વાયુ રહે છે; તેથી પુરીષ ધાતુરૂપ ગણાય છે. "पुरीषमुपस्तंभं वायव्याग्निधारणम् (સુ. સૂ. અ–૧૫). જેવી રીતે દરેક આશયની વચ્ચે કલાઓ આવેલી છે તેવીજ રીતે ધાતુઓની વચમાં સમગ્ર શરીરમાં કલાઓ પ્રસરેલી છે. આ કલાઓ સૂક્ષ્મ છે. ધાતુઓની કલામાં પાંચમી કલા અસ્થિધરા છે, જ્યારે આશયોમાં પાંચમી કલા પુરીષધરા છે. આ બંને કલાઓનો પારસ્પરિક ઘનિષ્ટ સંબંધ અને કાર્યની સમાનતા પણ છે. પુરીષધરા કલામાં અગ્નિ અને વાયુનો વ્યાપાર છે તેવો જ અગ્નિ અને વાયુનો વ્યાપાર અસ્થિધરામાં પણ છે. સર્પ વિષ પ્રત્યેક ધાતુની કલાનું અતિક્રમણ કરી જ્યારે અસ્થિધરા કલામાં પ્રવેશ કરે છે ત્યારે તેની અસર પકવાશય ઉપર થાય છે. પ્રાણવાયુ અને અગ્નિનું કાર્ય બગડે તેથી રોગીને હેડકી, પર્વભેદ અને દાહ થાય છે. "पञ्चमेऽस्थीन्यनुप्रविशति प्राणमग्निं च दूषयति, तेन पर्वभेदो हिकादाहश्च भवति (સુ. ક. અ. ૪).–'यैवकला पुरीषधरा सैवास्थिधरेति (ડ. ટી).

## પકવાશયસ્થ પ્રાણવાયુનો શરીરમાં વ્યાપાર

શારંગધરજીએ આ પકવાશયસ્થ' પ્રાણવાયુના કાર્ય સંબંધે ખૂબજ વિસ્તારથી વર્ણન કર્યું છે. જે પૂર્ણ વૈજ્ઞાનિક છે.

"नाभिस्थः प्राणपवनः स्पृष्ट्वाहृत्कमलान्तरम् ।
कण्ठाद्बहिर्विनिर्याति पातुं विष्णुपदामृतम् ॥
पीत्वाचाम्बरपीयूषं पुनरायाति वेगतः ।
प्रीणयन्देहमखिलं जीवयञ्जठरानलम् ॥

પકવાશયમાં રહેલો પ્રાણસંજ્ઞક ઉષ્ણતમ વાયુ ચરણથી માંડી શીખા પર્યન્તના અંગ-પ્રત્યંગોનું પ્રીણન કરે છે એટલું જ નહિ પણ જીવ અને જઠરાગ્નિ કે જે જીવનના હેતુ છે, તેનું પણ પ્રીણન કરે છે, નાભિસ્થાનમાં આવેલી પ્રાણવહા સિરાઓ દ્વારા પ્રથમ હૃદયમાં આવી હૃદયમાં રહેલા પ્રાણ-વાયુનું પોષણ કરે છે, જેથી હૃદયનું કાર્ય સમ્યક્ પ્રકારે ચાલે છે, નિઃશ્વાસ (શ્વાસ અંદર લેવો) તે પ્રાણવાયુનું કર્મ છે. હૃદયમાંથી કંઠમાં આવી ઉદાન-વાયુને આધાર આપે છે તેથી ઉચ્છવાસ કર્મ થાય છે. કંઠમાંથી બહાર આવી સુષુમ્ના દ્વારા બ્રહ્મરન્ધ્ર( Hypothalmic region )માં પહોંચે છે. આ સ્થાન મસ્તકમાં આવેલું છે, બ્રહ્મરન્ધ્રમાં એક હજાર પાંખડીઓ વાળું 'સહસ્રદલ પદ્મ' આવેલું છે આ પદ્મમાં સુધારસનું ધારણ કરનાર એક સુધાસ્રાવી ગ્રન્થિ Pituitory body આવેલી છે તેને ઉત્તેજિત કરે છે. તેથી તે ગ્રન્થિના સુધારસનો સ્રાવ વધે છે. ત્યાંથી તે સુધારસને ધમનીઓ-દ્વારા લઇને તત્ક્ષણ વેગ પૂર્વક પાછો ફરે છે અને સમગ્ર શરીરમાં વ્યાન-દ્વારા સુધારસને પહોંચાડી સમગ્ર અવયવો સહિત દેહનું પ્રીણન કરે છે. શરીરમાં ફરતો તે પ્રાણ ગુદાસ્થાનમાં આવતાં સમાનની સાથે ટકરાય છે જેથી જઠરાગ્નિનું બળ વધે છે, સમાનદ્વારા અગ્નિબલ વધે છે, આ અમૃતરસ શરીરના સમગ્ર ધાતુઓમા જઈને ધાતુઓનું પોષણ કરે છે આ પ્રમાણે સુષુમ્નાદ્વારા આરોહ-અવરોહ કરતો તે ઉષ્ણતમ પ્રાણ શરીરનું પોષણ કરી જિવાડે છે. તંત્રાન્તરમાં પણ કહે છે કે– નાભિકન્દની નીચે પકવાશયમાં રહેલો ઉષ્ણતમ પ્રાણવાયુ નાભિમાં, હૃદયમાં, મુખમાં અને નાસિકામાં ફરે છે. તેથી શ્વાસોચ્છવાસની ક્રિયા તથા શબ્દોચ્ચાર-વાણીની ક્રિયા થાય છે, જ્યારે બગડે છે ત્યારે કાસ, હેડકી આદિ રોગોને જન્મ આપે છે.

"तेषामुष्णतमः प्राणोनाभिकन्दादधः स्थितः ।
चरत्यास्ये नासिकायां नाभौ हृदयपंकजे ॥
शब्दोच्चारण निश्वासोच्छवासकासादिकारणम् ॥"

છે જ્યાં કીટભાગમાંથી દ્રવ ભાગ શોષાઈ ઘટ્ટ વિષ્ટા બની ગુદાદ્વારા બહાર પડે છે. આ કલામાં પણ મહગ્ની જેવોજ અગ્નિ અને સમાનનો વ્યાપાર છે.

"**पञ्चमी पुरीषधरानाम; या अन्तःकोष्टे मलमभिविभजते पक्वाशयस्था**" (સુ. શા. અ-૪). આ પુરીષ વિભાગ કરનાર અગ્નિ અને (સમાન) વાયુ છે તેમ ડલ્હણાચાર્યજી નીચેના વ્યાખ્યાનથી સમજાવે છે.

"अन्तः कोष्टे कोष्टमध्ये, तत्रापिरसविभागे किट्टस्य पुरीषत्वात् तत् पुरीषं कोष्टे विभजति कोष्टात् पृथक् करोति; स चात्र पुरीष विभागोऽग्निमारुतकृतोऽपि; तत्राग्निकृतो यथा–'विवेचयति च रसमूत्र-पुरीषाणि (સુ. સૂ. અ-૨૧)'–'मारुतकृतो यथा–'सोऽन्नं पचति तज्जांश्च विशेषान्विविनक्ति हि' (નિ. અ. ૧) इति व्याख्याति' (ડલ્હણાચાર્યજી).

પક્વાશયમાં વાયુ અને અગ્નિનો વ્યાપાર છે. પુરીષનું ધારણ કરે છે. અને તે પુરીષમાંજ અગ્નિ અને વાયુ રહે છે; તેથી પુરીષ ધાતુરૂપ ગણાય છે. "**पुरीषमुपस्तंभं वाय्वग्निधारणम्** (સુ. સૂ. અ-૧૫). જેવી રીતે દરેક આશયની વચ્ચે કલાઓ આવેલી છે તેવીજ રીતે ધાતુઓની વચમાં સમગ્ર શરીરમાં કલાઓ પ્રસરેલી છે. આ કલાઓ સૂક્ષ્મ છે. ધાતુઓની કલામાં પાંચમી કલા અસ્થિધરા છે, જ્યારે આશયોમાં પાચમી કલા પુરીષધરા છે. આ બંને કલાઓનો પારસ્પરિક ઘનિષ્ટ સંબંધ અને કાર્યની સમાનતા પણ છે. પુરીષધરા કલામાં અગ્નિ અને વાયુનો વ્યાપાર છે તેવો જ અગ્નિ અને વાયુનો વ્યાપાર અસ્થિધરામાં પણ છે. સર્પ વિષ પ્રત્યેક ધાતુની કલાનું અતિક્રમણ કરી જ્યારે અસ્થિધરા કલામાં પ્રવેશ કરે છે ત્યારે તેની અસર પક્વાશય ઉપર થાય છે. પ્રાણવાયુ અને અગ્નિનું કાર્ય બગડે તેથી રોગીને હેડકી, પર્વભેદ અને દાહ થાય છે. "**पञ्चमेऽस्थीन्यनुप्रविशति प्राणमग्निं च दूषयति, तेन पर्वभेदो हिक्कादाहश्च भवति** (સુ. ક. અ. ૪).–'**यैवकला पुरीषधरा सैवास्थिधरेति** (ડ. ટી).

## પક્વાશયસ્થ પ્રાણવાયુનો શરીરમાં વ્યાપાર

શારંગધરજીએ આ પક્વાશયસ્થ પ્રાણવાયુના કાર્ય સંબંધે ખૂબજ વિસ્તારથી વર્ણન કર્યું છે. જે પૂર્ણ વૈજ્ઞાનિક છે.

"नाभिस्थः प्राणपवनः स्पृष्ट्वाहृत्कमलान्तरम् ।
कण्ठाद्‌बहिर्विनिर्याति पातुं विष्णुपदामृतम् ॥
पीत्वाचाम्बरपीयूषं पुनरायाति वेगतः ।
प्रीणयन्देहमखिलं जीवयञ्जठरानलम् ॥

પક્વાશયમાં રહેલો પ્રાણસંજ્ઞક ઉષ્ણતમ વાયુ ચરણથી માંડી શીખા પર્યન્તના અંગ-પ્રત્યંગોનું પ્રીણન કરે છે એટલું જ નહિ પણ જીવ અને જઠરાગ્નિ કે જે જીવનના હેતુ છે, તેનું પણ પ્રીણન કરે છે, નાભિસ્થાનમાં આવેલી પ્રાણવહા સિરાઓ દ્વારા પ્રથમ હૃદયમાં આવી હૃદયમાં રહેલા પ્રાણવાયુનું પોષણ કરે છે, જેથી હૃદયનું કાર્ય સમ્યક્ પ્રકારે ચાલે છે, નિઃશ્વાસ (શ્વાસ અંદર લેવો) તે પ્રાણવાયુનું કર્મ છે. હૃદયમાંથી કંઠમાં આવી ઉદાનવાયુને આધાર આપે છે તેથી ઉચ્છવાસ કર્મ થાય છે. કંઠમાંથી બ્હાર આવી સુષુમ્ના દ્વારા બ્રહ્મરન્ધ્ર( Hypothalmic region )માં પહોંચે છે. આ સ્થાન મસ્તકમાં આવેલું છે, બ્રહ્મરન્ધ્રમાં એક હજાર પાંખડીઓ વાળું 'સહસ્રદલ પદ્મ' આવેલું છે આ પદ્મમાં સુધારસનું ધારણ કરનાર એક સુધાસ્રાવી ગ્રન્થિ Pituitory body આવેલી છે તેને ઉત્તેજિત કરે છે. તેથી તે ગ્રન્થિના સુધારસનો સ્રાવ વધે છે. ત્યાંથી તે સુધારસને ધમનીઓ-દ્વારા લઈને તત્ક્ષણ વેગ પૂર્વક પાછો ફરે છે અને સમગ્ર શરીરમાં વ્યાન-દ્વારા સુધારસને પહોંચાડી સમગ્ર અવયવો સહિત દેહનું પ્રીણન કરે છે. શરીરમાં ફરતો તે પ્રાણ ગુદાસ્થાનમાં આવતાં સમાનની સાથે ટકરાય છે જેથી જઠરાગ્નિનું બળ વધે છે, સમાનદ્વારા અગ્નિબલ વધે છે, આ અમૃતરસ શરીરના સમગ્ર ધાતુઓમાં જઈને ધાતુઓનું પોષણ કરે છે આ પ્રમાણે સુષુમ્નાદ્વારા આરોહ-અવરોહ કરતો તે ઉષ્ણતમ પ્રાણ શરીરનું પોષણ કરી જિવાડે છે. તંત્રાન્તરમાં પણ કહે છે કે- નાભિકન્દની નીચે પક્વાશયમાં રહેલો ઉષ્ણતમ પ્રાણવાયુ નાભિમાં, હૃદયમાં, મુખમાં અને નાસિકામાં ફરે છે. તેથી શ્વાસોચ્છવાસની ક્રિયા તથા શબ્દોચ્ચાર-વાણીની ક્રિયા થાય છે, જ્યારે બગડે છે ત્યારે કાસ, હેડકી આદિ રોગોને જન્મ આપે છે.

"तेषामुष्णतमः प्राणोनाभिकन्दादधः स्थितः ।
चरत्यास्ये नासिकायां नाभौ हृदयपंकजे ॥
शब्दोच्चारण निश्वासोच्छवासकासादिकारणम् ॥"

આ યોગીઓનો માર્ગ છે. સમાધિકાલે તાલુમૂલમાં ખેચરી મુદ્રાથી છલકારા આ સુધારસનું યોગીઓ પાન કરીને શરીરને પોષે છે અને નિરોગી રહે છે.

"विष्णुपदं ब्रह्मरन्ध्राश्रितं तत्राश्रितममृतं पीयूषं। अतएवाहुराचार्याः चक्रं सहस्रपत्रं तु ब्रह्मरन्ध्रे सुधाधरम्। ततसुधा सारधाराभिरभिवर्षयते तनुम्" (શાર્ં દી ટી).

યોગ અને વૈદકમાં સુધાસ્રાવી ગ્રન્થિનું સ્થાન તાલુમૂલ કહે છે. ગોરક્ષ પદ્ધતિમાં કહે છે કે તાલુમૂલ( મસ્તિષ્ક )માં અમૃતાત્મક ચન્દ્રમા રહેલો છે.

"नाभि मध्ये वसत्येको भास्करोदहनात्मनः।
अमृतात्मा स्थितो नित्यं तालुमूले च चन्द्रमा॥"
पवनस्तु शिरःकमलस्यामृतमाहृत्य धातुसंतर्पणं करोति इत्युक्तम्।
इदं तु समाधिसामग्रीसम्पादित प्रकरणम्।

( આ. સ. પ્ર. ૩ સ. ૮૮ યોગાનંદ )

"उदकवहे द्वे, तयोर्मूलं तालुक्लोमच" ( સુ. શા. અ-૯ ).
"उदकवहानां स्रोतसां तालुमूलं क्लोमच (ચ-વિ-અ-૫ ).

આ ગ્રન્થિ ( Pituitory body )ઓજ સ્વરૂપ-ઉદક ( કફ )નું સ્રવણ કરતી હોવાથી તેને સ્રોત કહે છે.

યોગશાસ્ત્રમાં પણ ગ્રહણી સ્થાનમાંથી ઉષ્ણતમ પ્રાણવાયુ પેદા થઈ મસ્તકમાં જઈ સુધારસને ગ્રહણ કરી ધાતુઓનું પોષણ કરે છે તેમ વર્ણન કર્યું છે.

कुण्डलिन्याः अनिलानलचक्रात्मकत्वादेव श्वासपवनस्य अनिल चक्रात्मकस्य प्रथम प्रयाणगतस्य उष्मरुपत्वादेव शिरः कमलस्थामृत-माहर्तुं शक्यत्वादित्यर्थः। तस्मादमृतवशाद्धातुपोषकत्वं समाधिहेतु-कमितिष्ठत्वा तत्क्रियया योगानां सानिध्यं भवतीत्यर्थः॥

( આ. સ. પ્ર. ૪ યોગાનંદ )

## સાત આશયોના અંગ્રેજી વૈદ્યકના પર્યાયો

| | | સ્થાન |
|---|---|---|
| (૧) વાતાશય-સમાનવાયનું આશય | Pancreas. | નાભિ |
| (૨) પિત્તાશય-અગ્ન્યાશય | Duodenum. | નાભિ |
| (૩) શ્લેષ્માશય | Thoracic Cavity. | વક્ષ: |
| (૪) રક્તાશય-હૃદયનોજમણોભાગ | Right aurical & ventrical | હૃદય |
| (૫) આમાશય | Stomach. | નાભિની ઉપર |
| (૬) પક્વાશય-ક્ષુદ્રાન્ત્ર | Small intestine. | નાભિની નીચે |
| (૭) બસ્તિ-મૂત્રાશય. | Urinary bladder. | નાભિની નીચે |

### વાતતંત્ર (Nervous System)

નહિ કોપેલો વાયુ તંત્રને તથા યન્ત્રને ધારણ કરે છે. અનેક પ્રકારની નાની મોટી ચેષ્ટાઓ કરાવનાર છે. (Motor nervous system). મનને નિયમમાં રાખનાર તથા પ્રવર્તાવનાર છે. બધી ઇન્દ્રિઓને વિષયો તરફ જોડનાર, બધી ઇન્દ્રિઓના વિષયોને વહન કરનાર, (Sensory nervous sy.) આખા શરીરની ધાતુઓને વ્યવસ્થિત ગોઠવનાર છે. શરીરને તેના અવયવો સાથે જોડનાર, વાણીની પ્રવૃત્તિ કરનાર, શબ્દ તથા સ્પર્શનું કારણ છે. શ્રોત્રેન્દ્રિય તથા સ્પર્શન ત્વચા ઇન્દ્રિયનું મૂળ કારણ છે. હર્ષ તથા ઉત્સાહની ઉત્પત્તિનું કારણ છે. અંદરના અગ્નિને પ્રેરણા આપનાર છે, દોષોને સુકવનાર છે, મળોને બહાર ફેંકનાર, સ્થૂલ તથા સૂક્ષ્મસ્રોતોને ભેદનાર, ગર્ભની આકૃતિ કરનાર અને આયુષના અનુસરણમાં પણ કારણભૂત છે. એકજ વાતતંત્ર સ્થાનભેદે પાંચ પ્રકારનું થાય છે, પ્રાણ, ઉદાન, સમાન, વ્યાન અને અપાન (ચરક).

સઘળા ઐશ્વર્યોથી યુક્ત વાયુદેવ સઘળાકર્મોમાં સ્વતંત્ર છે. અવિનાશી છે અને જગતમાં વ્યાપીને રહેલ છે તેથી સ્વયંભૂ કહેવાય છે એ વાયુ સર્વ જગતના સઘળા પ્રયોજનોમાં કારણરૂપ છે. તેથી સર્વ લોકો તેને પ્રણામ કરે છે. એ વાયુદેવ સર્વપ્રાણીઓની ઉત્પત્તિ જીવન અને મરણનું કારણ છે. અદૃશ્ય મૂર્તિવાળો છતાં પ્રગટ ક્રિયાઓ વાળો છે. રુક્ષ છે,

સ્વાભાવિક રીતે લીન છે. બીજા પદાર્થના (ઉષ્ણના) યોગથી ઉષ્ણ પણ થાય છે, હલકો છે, ખરસટ સ્પર્શવાળો છે, અતિ ગતિવાળો છે, શબ્દ તથા સ્પર્શ એ બે ગુણવાળો છે, સત્વાદિ ત્રણે ગુણોવાળો છે; એ ત્રણમાં પણ પ્રવૃત્તિ સ્વભાવવાળો હોવાને લીધે રજોગુણની આધિક્યતાવાળો ગણાય છે. અચિંત્યશક્તિવાળો છે. દોષો, મળો તથા ધાતુઓનો પ્રેરક છે. જો વિકૃતિ પામે તો પિત્ત, કફ અને રુધિર આદિ જે રોગોનાં કારણો છે, તે સઘળા કારણોમાં મુખ્ય છે. આશુકારી એટલે ઝડપથી ક્રિયા કરનાર છે. પ્રકૃતિસ્થ દશામાં વારંવાર ગતિ કરનારો છે. મુખ્યત્વે કરીને પક્વાશય તથા ગુદામાં રહેનારો છે (સુ-નિ-અ-૧).

તે વાયુ કોપેલો ન હોય તો દોષ, ધાતુઓ, મળો ઉપધાતુઓ અને અગ્નિની સમતા કરે છે. સઘળી ઇન્દ્રિઓને વિષયોની સંપ્રાપ્તિ કરી આપે છે. શરીર, વાણી અને મનની ક્રિયાઓને અનુકૂળ પ્રવર્તાવે છે. (સુશ્રુત).

ચિકિત્સા કલિકાકારે વાતતંત્રનું કરેલું વર્ણન.

"चेष्टा चेतनयोस्तनौ तनुभृतां धाता तु वायुः स्मृत ॥"

तनुभृतां कर्मपुरुषाणां तनौ वपुषि चेष्टाचेतनयोः चेष्टा च चेतना च ते चेष्टाचेतने तयोः चेष्टाचेतनयोः कायिक व्यापारस्य ज्ञानस्य धाता कर्ता तु वायुः वातः स्मृतः मतः । (ટીકા).

શરીરધારિઓના શરીરમાં જે ચેષ્ટા-કાયિક વ્યાપારને કરે છે તથા ચેતના-જ્ઞાનોપલબ્ધિનું સાધન છે તે વાત-વાયુ (સંસ્થાન) જાણવું. ચેષ્ટા-વ્યાપાર (Motor nervous sy.) ચેતનાવ્યાપાર (Sensory n. sy.) જુઓને ચરક ભગવાને કહ્યું છે કે-સર્વ ચેષ્ટાઓ વાયુથી થાય છે. અને તે પ્રાણીઓનો પ્રાણવાયુ કરે છે. तथा च चरकः-"सर्वाहि चेष्टा वातेन स प्राणः प्राणिनां स्मृतः" ॥ વળી ઉત્સાહ, શ્વાસોચ્છવાસની ક્રિયા, ચેષ્ટા, રસાદિ ધાતુઓની સરખીગતિ, ગતિમાન મળમૂત્રાદિકનું બરાબર યોગ્ય રીતે નીકળવું એ વાયુનું પ્રાકૃતકર્મ છે. "उत्साहोच्छ्वास निःश्वास चेष्टा धातुगतिः समा। समो मोक्षो गतिमतां वायोः कर्माविकारजम् (ચ-સૂ-અ-૧૮). સુશ્રુત મહારાજે પણ કહ્યું છે કે-પ્રસ્પન્દન, ચલન, ઉદ્‌વહન (ઇંદ્રિયોના અર્થોને ધારણ કરવા), આહારનું પુરણ કરવું, વિવેક-રસમૂત્ર પુરીષને

પૃથક્ કરવા, ધારણ, મળ મૂત્ર અને શુક્રને વેગકાલે બહાર કાઢવા અને વેગ ન હોય ત્યારે ધારણ કરી રાખવા તે અનુક્રમે વ્યાન, ઉદાન, પ્રાણ, સમાન અને અપાનનાં કાર્યો છે. सुश्रुतेऽप्युक्तम्–"प्रस्पन्दनोद्वहन पूरण विवेक-धारणलक्षणो वायुः पञ्चधाप्रविभक्तः शरीरं धारयति"

(સુ. સુ અ ૧૫)

## વાયુનાં સ્થાનો

पक्वाशयकटीसक्थिश्रोत्रास्थि स्पर्शनेन्द्रियम् ।
स्थानं वातस्य तत्रापि पक्वाधान विशेषत. ॥

(વા સુ અ ૧૨)

પકવાશય, કેડ (કુલા), સાથળો, કાન, હાડકા અને ચામડી એ વાયુના સ્થાનો છે પણ પકવાશય એ વાયુનુ વિશેષ સ્થાન છે

કટી, સક્થિ–સાથળોમા–અનુત્રિકાનાડીઓ Sacral nerves આવેલી છે તેમા પણ સાતમી મહાગૃધ્રસીનાડી Sciatic nerves શરીરની બધી નાડીઓથી મોટી છે, અગુઠા જેટલી જાડી છે આ નાડી ચેષ્ટાવહ છે તે સિવાય અનુગૃધ્રમી શાખાઓ પણ આવેલી છે

શ્રોષમા–વાડીસૂત્રો આવેલા છે, સ્પર્શનેન્દ્રિયમા–સ્પર્શસંજ્ઞાવહનાડી સૂત્રો આવેલા છે, અને અસ્થિમા—પણ નાડીસૂત્રો આવેલા છે

સમગ્ર શરીર વ્યાપી એકજ વાત તત્ર શીર્ષણ્ય નાડીઓ Cranial nerves અને સ્વતંત્ર નાડીમંડલ Autonomic nerves મળીને ગણાય છે

પકવાશય વાયુનુ સ્થાન હોવાથી પકવાશયમાથી ઉત્પન્ન થનારા રોગો વાતજ હોય છે "द्वे रोगानीके आशयभेदेन, आमाशयसमुत्थं पक्वाशयसमुत्थं चेति (च. वि. अ. ६)

आमाशयसमुत्यस्वेन आमाशयाश्रया' कफपित्तजाः सर्वे गदा गृह्यन्ते, पक्वाशयसमुत्थग्रहणेन सर्वे वातजाः, अेत सर्वे त्रिकारान्तरोव." ॥

(ચક્રપાણિદત્તજી)

## હૃદયસ્થ પ્રાણ વાયુનું વર્ણન

પ્રાણનું સ્થાન–"હૃદિપ્રાણો" પ્રાણનુ મુખ્ય સ્થાન હૃદય છે. ભગવાન ચરક પ્રાણનાં સ્થાનો ઉર, કણ્ઠ, જીભ, મુખ, નાસિકા અને મસ્તક ગણાવે છે. એટલે પ્રાણવાયુનુ પ્રધાન સ્થાન હૃદય છે. પણ મસ્તક, કણ્ઠ, જીભ, મુખ અને નાસિકા વગેરે અવયવોમા પણ તેનો વ્યાપાર છે. આ બધા સ્થાનોમા તેના સ્રોતાની શાખાઓ પ્રસરેલી છે. તેનું કાર્ય જોતા હૃદય સહિત યકૃત, આમાશય, પક્વાશય ઈત્યાદિ સ્થાનોમા પણ તેનો વ્યાપાર છે, સુશ્રુત સૂત્રસ્થાનના પાત્રીશમા અધ્યાયમા આહારપાકમા પ્રાણ, અપાન અને સમાનનુ કાર્ય છે, પ્રાણ–અપાન અગ્નિનુ ધમન કરે છે અને સમાન અગ્નિનુ પાલન કર્મ કરે છે. તે જોતા પચન યન્ત્ર પર્યંત પ્રાણનું કાર્ય છે.

" प्राणापानसमानैस्तुसर्वतः पवनैस्त्रिभिः
ध्मायते पाल्यते चापि स्वां स्वां गतिमवस्थितैः ।। "

વાગ્ભટજી પ્રાણનું પ્રધાનસ્થાન મસ્તક બતાવે છે. છાતીમા આવેલા અવયવો તથા કણ્ઠ પ્રદેશમા તેની શાખા સ્રોતો દ્વારા ફરે છે અને વ્યાપાર ચલાવે છે. મનનુ ધારણ કરવું, થૂંકવું, છીંક, ઓડકાર, આહાર ને આમાશયમા પહોંચાડવો, નિઃશ્વાસ વગેરે તેના પ્રાકૃત કર્મો છે. વિકૃત થાય છે તો શ્વાસ, સળેખમ, સ્વરભેદાદિ રોગોને કરે છે.

" प्राणोऽत्रमूर्धगः ।
उरः कण्ठचरो बुद्धि हृदयेन्द्रियचित्तधृक् ।
ष्ठीवनक्षवथूद्गारनिःश्वासान्नप्रवेशकृत् ।। "

(વા સ અ. ૧૨)

" स्थानं प्राणस्य शीर्षोरः कर्णजिह्वास्यनासिकाः ।
ष्ठीवनक्षवथूद्गारनिःश्वासाहारादि कर्म च ।। "

(ચ. ચિ. અ. ૨૮)

" यो वायुः वक्त्रसंचारी स प्राणो नाम देहधृक् ।
सोऽन्नं प्रवेशयत्यन्तः प्राणांश्चाप्यवलंबते ।।
प्रायशः कुरुते दुष्टो हिक्काश्वासादिकान् गदान् । "

(સુ. નિ. અ. ૧)

હૃદય – આયુર્વેદશાસ્ત્રમા હૃદયનુ વર્ણન કરતા કહે છે કે હૃદય કમળના ડોડા જેવુ છે, તેનુ મળ નીચે છે કારણ કે મહાધમની ( Aorta ) સાથે તે નીચેના ડાબાખડથી જોડાએલુ છે ત્યાથી રસરૂપ ઓજસ્ મહાધમની દ્વારા સમગ્ર શરીરમા પહોચે છે

भवति चात्रः–

" पुण्डरीकेण सदृशं हृदयं स्यादधोमुखम् ।
जाग्रतस्तद्विकसति स्वपतश्च निमीलति ॥ "

( સુ શા અ ૪ )

ચરક ભગવાને હૃદય બે આગળનુ કહ્યુ છે " **द्व्यङ्गुल हृदयम्** " ( ચ વિ અ ૮ ) અને સુશ્રુત મહારાજ તો કમળના ડોડા જેવડુ કહે છે તેથી વિરોધ આવે છે જો કે સુશ્રુત મહારાજે કહેલુ હૃદય ચરક ભગવાને કહેલા માપથી મોટુ છે પણ વાસ્તવિક રીતે જોતા હૃદય–રક્તનુ સ્થાન છે, અને ઓજનુ સ્થાન પણ કહે છે અને મન સહિત સત્વાદિગુણો અને આત્મા પણ હૃદયમા રહેલા છે એટલે એટલા મોટા હૃદયમા, જે આગળ જેટલો આત્મા વગેરેને રહેવાનુ સ્થાન છે તેટલો જ ભાગ હૃદય જાણવો, હૃદયના જમણી તરફના અર્ધ ભાગમા સમગ્ર શરીરનુ રક્ત રક્તવાહિ સિરાઓ દ્વારા શરીરમાથી આવે છે તે ઉત્તરા તથા અધરા મહા સિરાદ્વારા આવે છે હૃદયના જમણા ખડમા આવ્યા પછી ત્યાથી ફુસ્ફુસાભિગા નામની ધમનીઓ દ્વારા ફેફસામા જાય છે ત્યા પ્રાણવાયુ વડે શુદ્ધ થતા તે રુધિર ધાટુ થાય છે અને ફુસ્ફુસાભિગા ચાર સિરાઓ દ્વારા હૃદયની ડાબી બાજુના ઉપલા ખડમા દાખલ થાય છે ત્યાથી ડાબા નીચલા ખડમા આવે છે ડાબા ખડમા આ ભાગમા આવેલુ રુધિર જમણા ખડની અપેક્ષા ખુબ જ પાતળુ હોય છે અને અષ્ટબિન્દુ પરિમાણ ઓજ તેમા મળેલુ હોય છે આ ખડમા રક્ત થોડુ જ હોય છે આ ખડ માત્ર બે આગળ અગુષ્ટમાત્ર પ્રમાણનો છે તેટલા ભાગના ઓજ સાથે અગુષ્ટ પ્રમાણ સૂક્ષ્મ શરીરમા આત્મા વીંટળાઈને રહેલો છે તે સૂક્ષ્માતિસૂક્ષ્મ વગળ જેવુ અને આત્માના પ્રકાશથી પ્રકાશમાન હોય છે વેદમા આ હૃદયમા રહેલા અગુષ્ટમાત્ર પુરુષ ( આત્મા )નુ વર્ણન કર્યુ છે " **अङ्गुष्ठमात्र पुरुषो ऽङ्गुष्ट च समाश्रित** " મુસ્લિમ ચિકિત્સકો પણ હૃદયના આટલા જ ભાગમા 'રૂહ હેવાની' રહેલી છે તેમ વર્ણન કરે છે

## પ્રાણનું વહન કરનારા સ્થલ સ્રોતોનું વર્ણન

"प्राणवहानां स्रोतसां हृदयं मूलं महास्रोतश्च ॥" (ચ. વિ અ. ૫.) પ્રાણનું વહન કરનારા સ્રોતોનું મૂલ હૃદય અને મહાસ્રોત (Elementary canal. Gastro intestinal tract) પર્યન્ત છે, એટલે કે હૃદયમા અને મહાસ્રોતમાં તેના તન્ત્રો પથરાએલાં છે. હૃદય તેને આધાર આપે છે. પાશ્ચાત્ય મતાનુસાર હૃદયાશ્રિત પ્રાણવહસ્રોત્રોને ઉત્તરનાડી મન્ડલ Upper parasymphathatie nervous system કહે છે.

સુશ્રુતમહારાજે પ્રાણનું વહન કરનારા બે સ્થૂલ પ્રધાન સ્રોતોનું વર્ણન કર્યું છે. તે હૃદય અને રસનુંવહન કરનારી ધમનીઓમાં પ્રસરેલા છે તેથી ધમનીઓ પ્રાણવહા કહેવાય છે. ધમનીઓમાં પ્રાણનું પુરણ અને ધમન કરે છે.

" प्राणवहे द्वे, तयोर्मूलं हृदयं रसवाहिन्यश्च धमन्यः ॥ " (સુશ્રુત)
" धमन्यो रसवाहिन्यो धमन्ति पवनं तनौ " ( શાર.)

આ સ્રોતોને વાહિની નિયામક સંસ્થાન Vasomotar nervous system કહે છે. શ્વાસોચ્છ્વાસની ક્રિયા આ સ્રોતોદ્વારા થાય છે. આ સ્રોતો બગડે છે ત્યારે રોગી અતિશય લાંબા શ્વાસ લે છે કે અતિશય રોકાઈ રોકાઈને શ્વાસ લે છે. અતિશય વધુ પડતા શ્વાસ લે છે કે થોડા શ્વાસ લે અથવા વારંવાર શ્વાસ લે છે તેમજ શબ્દ અને શૂલ સહિત શ્વાસ લે છે.

" प्रदुष्टानां तु खल्वेषामिदं विशेष विज्ञानं भवति; तद्यथा–अति सृष्टमतिबद्धं कुपितमल्पमभीक्ष्णं वा सशब्दशूलमुच्छ्वसन्तं दृष्ट्वा प्राणवहान्यस्य स्रोतांसि प्रदुष्टानीति विद्यात् " ( ચ. વિ. અ. ૫ )

પ્રાણવહા સ્રોત સંબન્ધે ચક્રપાણિદત્તજી કહે છે કે વાયુ સર્વ શરીરચારી છે એટલે વાયુનું વહન કરનારા સ્રોતો સમગ્ર શરીરમાં પ્રસરેલા છે પણ પ્રાણસંજ્ઞક વાયુનું વહન કરનાર વિશિષ્ટ સ્રોતો છે જેઓ હૃદય અને મહા સ્રોતમાં પ્રસરેલા છે એટલે વાતતંત્રનો પ્રાણવહસ્રોત એક ભાગ જાણવો.
" एतच्च प्राणाख्य विशिष्टस्य वायोर्विशिष्टस्रोतः " ( ચક્ર )

પાશ્ચાત્યમતાનુસાર-ઉત્તર નાડી મંડલના પ્રાગગ્રન્થિકસૂત્રો મેરુત ન (મધ્યનાડી તંત્ર) ના ઉપલા એટલે કે મસ્તકની અંદર રહેલા છેડામાથી એટલે શીર્ષણ્ય નાડીઓ (Cranial nervous)માથી ઉત્પન્ન થાય છે 'प्राणोऽत्रमूर्धग.' તેમાની કેટલા એક સાથે મસ્તકમા તથા ધડમા ફેલાઈને પોતાનુ કાર્ય બજાવે છે તેમા ખાસ કરીને ત્રીજીનેત્ર ચાલનીઓ ચેષ્ટાવહ છે પાચમી-ત્રિધારા (Trigeminal) આ મિશ્રનાડી છે, મુખમંડલ સહિત મસ્તકની સ્પર્શસંજ્ઞાવહા તથા જડબાની પેશીઓની ચેષ્ટાવહા છે નવમી (Glassopharyngeal N) આ કણ્ઠ રાસની કહેવાય છે, ગળુ, તાળવુ તથા જીભના પાછલા અર્ધભાગની સંજ્ઞાવહા નાડી છે રસગ્રાહિણી છે દશમી પ્રાણદાનાડી (Vagus n) કહેવાય છે આ મિશ્રનાડી છે ગળુ, ફેફસા, હૃદય વગેરે પ્રાણોપકારક અવયવો તેમજ યકૃત આમાશય વગેરેની સંજ્ઞા તેમજ ચેષ્ટાવહા છે અગીયારમી ગ્રીવા પૃષ્ટનાડી (Accessory, n) આ નાડી ચેષ્ટાવહ છે મન્યા તેમજ પૃષ્ટચ્છદા પેશીઓની ચેષ્ટાવહા છે આ નાડીઓ સાથે આ સૂત્રો ઉત્પન્ન થાય છે આમા દશમી નાડીના સાથેના સૂત્રો કોષ્ટાન્તરીય ગ્રન્થિઓમા તેમજ ચક્રોમા દાખલ થાય છે (પ્ર. શા ભા ૨ અ ૧૧)

પ્રાણવાયુના વાહકસ્રોતોનુ મૂળ મસ્તક અને સુષુમ્ના શીર્ષકમા રહેલુ છે શીર્ષણ્ય નાડીઓ (Cranial nerves) તથા સ્વતંત્રનાડી મન્ડલનો ઉત્તરીયભાગ (Upper parasympathetic) આ તેના વહન માર્ગો છે એટલે કે પ્રાણવાયુના વેગોને વહન કરનારી નાડીઓના મૂળો મગજમા અને સુષુમ્ના શીર્ષકમા છે મસ્તકમાથી નીકળતી બારનાડીઓ તથા સ્વતંત્રનાડી મન્ડલના ઉપલા ભાગમાના નાડીસૂત્રો એ વેગોને જુદાજુદા આશયોમા લઈ જાય છે

એની ક્રિયા પાચે જ્ઞાનેન્દ્રિયોના સ્થાનોમા, લાલાગ્રન્થિઓમા શ્વાસ-યન્ત્રમા, હૃદયમા કલેજુ, હોજરી, ન્હાનુ આતરડુ તથા પેટમા આવેલા બીજા અવયવોમા નજરે પડે છે મોટા આતરડાનો પણ આરોહિભાગ દશમી શીર્ષણ્યા પ્રાણદાનાડી મારફતે પોતાના વેગોને મેળવે છે (પ્રત્યક્ષ શારીર (ગુજરાતી).

વળી સ્વેદનું વહન કરનારા સ્રોતો રોમકૂપ સિવાય શરીરના મેદસ્થાનમાં પણ આવેલા છે. સમાન વાયુની ક્રિયા દ્વારા મેદમાંથી સ્વેદ મળરૂપે પૃથક્ કરે છે. मेदोवहस्त्रोत–અધિવૃક્કગ્રન્થિ ( Supra renal glands ) માં અને વપાવહન ( Cysterna chyle ) માં પણ સમાનવાયુના સ્રોતો આવેલા છે. અધિવૃક્ક ગ્રન્થિને ઈજા થતાં તેનું કાર્ય વધી પડે છે અને સ્વેદ આવવા માંડે છે. मेदोवहे द्वे, तयोर्मूलं कटी वृषणौ च, तत्र विद्धस्य स्वेदागमनं पिपासा च (સુ. શા. અ. ૯) " स्वेदवहानां स्रोतसां मेदोमूलं लोमकूपाश्च। प्रदुष्टानां तु खल्वेषामिदं विशेषविज्ञानं भवति। तद्यथा–अस्वेदनमतिस्वेदनम् " ( ચ. વિ. અ. ૫ ).

વપાવહન–આહારનો સૂક્ષ્મ તેજોભૂત સારભાગ કે જે અતિ સ્નિગ્ધ (વપા = Fat) યુક્ત હોય છે જેને પાશ્ચાત્ય વૈદ્યકમાં chyle કહે છે તેને સમાન વાયુ હૃદયમાં પહોંચાડે છે.

" रसस्तु हृदयम् याति समानमरुतेरितः ॥ " ( શારંગધર ) આહારપાક સમયે ગ્રહણીમાં આહાર કટુ ભાવને પામે છે અને વાયુની વૃદ્ધિ થાય છે. પક્વાશયમાં નિષ્ઠાપાક થયા પછી ઉષ્ણતમ થએલો સમાનવાયુ પૃથક્ થાય છે અને ત્યાં સ્થિર થઈ પ્રાણ સંજ્ઞા પામે છે. રસ દોષ મૂત્ર અને પુરીષના વિભાગો પાડી પૃથક્ કરે છે તે સમાનનું જ કાર્ય છે.

" सोऽन्नं पचति तज्जांश्च विशेषान्विविनक्ति हि ॥ " (સુશ્રુત).

" ग्रहण्यां पच्यते कोष्टवन्हिना जायते कटुः " (શારં).

સમાનવાયુના આશયમાંથી જે ક્ષારીય કટુરસ પેદા થઈ આહાર સાથે મળે છે, તે ગ્રહણીમાં આહાર સાથે પાકતાં, તે રસમાંથી ત્રણ ભૌતિકાગ્નિઓ (Enzyms) પેદા થાય છે. Trypsin, Amylopsin Stypsin. જેઓ આહારમાંના પોતાના ભાગને પચાવે છે તેમાંથી શરીરને જોઈતા ગુણો નિષ્પન્ન થઈ શરીરના ગુણોનું પોષણ કરે છે. આ ભૌતિકાગ્નિ વ્યાપાર કહેવાય છે.

તે સિવાય સમાનવાયુના આશયમાં એક અંતઃસ્રાવી આગ્નેય ( Insulin) દ્રવ્ય પેદા થાય છે. તે શરીરના સર્વધાતુઓમાં જાય છે અને

ધાત્વાગ્નિઓને સહાયક થાય છે. અત્યંત સૂક્ષ્મ હોઈ શરીરના રક્તમાં શોષાઈ સર્વ શરીરચારી વ્યાનવાયુના વ્યાપાર (Oxidation) માં સહાયક થાય છે અને વ્યાનના કાર્યને બળ આપે છે. ધાત્વાગ્નિ વ્યાપાર સમ્યક્ પણે ચાલતાં શરીરોપચય થાય છે. જેવી રીતે આહાર પાકમાં સમાન વાયુ અગ્નિને જેટલો સહાયક થાય છે, તેટલો જ અને તેવી રીતે ધાત્વાગ્નિઓ અને વ્યાનને (Insulin-દ્વારા) સહાયક થાય છે.

"पित्तस्य तेजोंऽश अेव (पावक) पाचकः–देहाहृभोजः,–दृढं उष्णोचित ह्येतत् पित्तोष्मा पचतीति यत्। मूर्च्छितो रसवीर्याभ्यां समानः व्यान संहितः" (મધુ. ટી).

જો ધાત્વાગ્નિ વ્યાપાર સમ્યક્ પણે ચાલતો નથી અને ધાતુઓનો એકાદ અગ્નિ કે ધાતુપોષક રસનું વહન કરનાર વ્યાનરૂપ વાયુ ઉપહત થાય છે તો ખાધેલું અન્ન ધાતુવર્ધક થતું નથી તેમ શરીરને ઉપચયકારક થતું નથી.

"यदाहि अेकोऽपि धातुपाचकोऽग्निरुपहतो मारूतो वा धातुपोषक रसवाहि व्यानरुपः क्वचिदुपहतो भवति तथा स्रोतो वा धातुपोषकरसवाहिमुपहतं स्यात् तथाऽशितादिकं धातूनामवर्धकत्वान्नोपचयादि कारकभूति" (ચ. સૂ. અ. ૨૮).

આ સમાનનું અંતઃસ્રાવી આગ્નેય દ્રવ્યનું કાર્ય વધી પડે છે તો તીક્ષ્ણાગ્નિ ભસ્મક રોગ પેદા થાય છે. આવાં કારણે પાશ્ચાત્ય ચિકિત્સકો 'ઈન્સ્યુલીન'નું ઈન્જેકશન આપ્યા પછી રોગીને મંદાગ્નિ હોવાં છતાં તુરત ગુરુભોજન અને તે પણ માત્રાધિક આપે છે.

"नरे क्षीण कफे पित्तं कुपितं मारुतानुगम्। स्वोष्मणा पावक स्थाने बलमग्नेः प्रयच्छति ॥ तदा लब्धबलो देहे विरुक्षे 'साऽनिलोऽनलः'। अभिभूय पचत्यन्नं तैक्ष्ण्यादाशु मुहुर्मुहुः। ततो दौर्बल्यमातंकान् मृत्युं चोपनयेत् नरम्। भुक्तेऽन्नेलभतेशान्तिं जीर्णे मात्रे प्रताम्यति"

(ચ. ચિ. અ ૧૫)

"समानोऽग्नि ह्रिमाङगत्वमस्वेदो मन्दवन्हिना" (વાગ).

નાભિસ્થ અગ્નિ અને સમાનવાયુના કાર્ય વડે ગર્ભના દેહની વૃદ્ધિ થાય છે. અગ્નિ અને સમાનવાયુ ધમન કરે છે. તેથી ગર્ભના સ્રોતમાં વાયુ ભરાઈ સ્રોતોને યથાયોગ લાંબા પહોળા કરે છે અને તેથી ગર્ભના અંગ પ્રત્યંગોની વૃદ્ધિ થાય છે, વાયુ ઉપર તિર્યક્ અને નીચેના અવયવોની વૃદ્ધિ કરે છે. તેમ સાક્ષાત્ ભગવાન ધન્વન્તરિનું વ્યાખ્યાન છે.

"गर्भस्य खलु रस निमित्ता मारुताध्माननिमित्ता परिवृद्धिर्भवति"

भवन्तिचात्र–

तस्यान्तरेण नाभेस्तु-ज्योतिस्थानं ध्रुवं स्मृतम् ।
तदाधमति वातस्तु देहस्तेनास्य वर्धते ॥
उष्मणा सहितश्चापि दारयत्यस्य मारुतः ।
उर्ध्वं तिर्यगधस्ताच्च स्रोतांस्यपि यथा तथा ॥

(સુ. શા. અ. ૪)

પાશ્ચાત્યમતાનુસાર સમાનના વેગોને વહન કરનારા સ્રોતો ખાસ કરીને પેટના અવયવોમાં વેગોને વહન કરનારી નાડીના મૂળો, સુષુમ્ના કાન્ડના અનુપૃષ્ટિક ભાગ, ઉપરીઅર્ધભાગ, સ્વતંત્ર ગ્રન્થિઓમાથી, સૌર-મન્ડલમાથી તથા ઉનરાન્ત્રિક, અધરાન્ત્રિક નાડી ચક્રોમાથી નીકળે છે તથા પાચકયન્ત્ર નિયામક સૌષુમ્નિક નાડીઓ છે.

## વ્યાનવાયુનું વર્ણન.

વ્યાનવાયુનું સ્થાન–; "व्यानः सर्वशरीरगः"। વ્યાનવાયુ સર્વ-શરીરમા વ્યાપેલો છે. વ્યાનવાયુ સર્વાંગમાં વ્યાપેલો હોઈ દોષ, ધાતુઓ અને મળોમા પણ વ્યાપેલો છે. વળી શરીરની સર્વ સન્ધિઓમાં પણ વ્યાનનો વ્યાપાર છે. "व्यानस्य सर्वाङगव्यापित्वेन दोष धातु मलव्यापि स्यात्; सच कुल्याकेदारन्यायेन सर्वान् धातून तर्पयेत्" (સુ. સૂ. અ. ૪૬–૬–ટી). વાગભટજી વ્યાનનું સ્થાન હૃદય કહે છે અને સર્વશરીરમાં ફરે છે, મહાવેગવાળો છે. "व्यानोहृदिस्थितः कृत्स्नदेहचारी महाजवः" (વા. સૂ. અ–૧૨) સમાન વાયુ રસને હૃદયમાં પહોંચાડે છે. અને વ્યાન

સમાનના આ અંતઃસ્રાવી આગ્નેય દ્રવ્ય (Insulin)નું કાર્ય વધી પડે છે ત્યારે ઉપદ્રવરૂપે તરસ, દાહ, કાસ, મૂર્ચ્છા આદિ ઉપદ્રવો થવા સંભવ છે. સમાનવાયુ અને અગ્નિની મહત્તા આયુર્વેદમાં ખૂબજ છે. યુક્ત અગ્નિ નિરામય દીર્ઘ જીવન ટકાવી રાખે છે જ્યારે તે અગ્નિને જીવંત રાખનાર સમાન વાયુ છે. વળી તેજ સમાનવાયુ પક્વાશયમાં જતાં ઉષ્ણતમ પ્રાણ સંજ્ઞા પામે છે. તેથી વૈદ્યવર હંસરાજે સમાનવાયુને 'જીવભૂત' કહ્યો છે.

"नाभेश्चक्रे भ्रमति परितो जीवभूतः समानः।"

શરીરમાં ભુક્તાન્નના રસને પહોંચાડનાર સમાન વાયુ છે.

"जठरानलस्यसमीपे स्थितस्सन् भुक्तान्नरसं पक्वान्नं कायं प्रवेशयन्" (યોગા)

"रसस्तु हृदयं याति समानमरुतेरितः" (શાર).

રસથી અહીં આહારનો સૂક્ષ્મ તેજો ભૂત શુદ્ધ સાર ભાગ (chyle) ગ્રહણ કરવો. જે રસવહાસ્રોત (Thoracic duct) દ્વારા હૃદયને પહોંચે છે.

વળી ગ્રહણી સ્થાનમાંથી અને પિત્તસ્રોત (Gall bladder) અને યકૃતમાં અન્નરસ સાથે અન્નવહાસ્રોત (portal vein) દ્વારા આવેલા પિત્તને આહારપાક સમયે ફરી પાછું ખેંચી લાવી આહારપાક કરે છે તે સમાન વાયુ કરે છે. અને ,ત્યાંથી ફરી પાછું યકૃત અને પિત્તસ્રોતમાં આવે છે. આવી આહારપાક સમયે થતી પિત્તપરિવૃત્તિને Gastro hepetic bile circulation કહે છે.

"तत्र रक्ताग्निना पच्यमानान्मलं पित्तं निर्गच्छति। तच्च समान वायुना प्रेरितं धमनीमार्गेण शरीरारंभकं पाचकाख्यपित्तं गत्वा पुष्णाति"

(ભાવ. પ્ર. ખંડ).

શારીરોષ્માપર પણ સમાનવાયુનું નિયંત્રણ છે. સમાનવાયુ જ્યારે કફથી આવૃત્ત થાય છે ત્યારે શરીરોષ્મા કમ થઈ અંગ શીતળ થાય છે, સ્વેદ આવતો નથી.

"समानोऽग्नि हिमाङ्गत्वमस्वेदो मन्दवन्हिना" (વાગ).

નાભિસ્થ અગ્નિ અને સમાનવાયુના કાર્ય વડે ગર્ભના દેહની વૃદ્ધિ થાય છે. અગ્નિ અને સમાનવાયુ ધમન કરે છે. તેથી ગર્ભના સ્રોતમાં વાયુ ભરાઈ સ્રોતોને યથાયોગ લાંબા પહોળા કરે છે અને તેથી ગર્ભના અંગ પ્રત્યંગોની વૃદ્ધિ થાય છે, વાયુ ઉપર તિર્યક્ અને નીચેના અવયવોની વૃદ્ધિ કરે છે. તેમ સાક્ષાત્ ભગવાન ધન્વન્તરિનું વ્યાખ્યાન છે.

"गभस्य खलु रस निमित्ता मारुताध्माननिमित्ता परिवृद्धिर्भवति"

भवन्तिचात्र–

तस्यान्तरेण नाभेस्तु ज्योतिस्थानं ध्रुवं स्मृतम् ।
तदाधमति वातस्तु देहस्तेनास्य वर्धते ॥
उष्मणा सहितश्चापि दारयत्यस्य मारुतः ।
उर्ध्वं तिर्यगधस्ताच्च स्रोतांस्यपि यथा तथा ॥

(સુ. શા. અ. ૪)

પાશ્ચાત્યમતાનુસાર સમાનના વેગોને વહન કરનારા સ્રોતો ખાસ કરીને પેટના અવયવોમાં વેગોને વહન કરનારી નાડીના મૂળો, સુષુમ્ના કાન્ડના અનુપૃષ્ટિક ભાગ, ઉપરીઅર્ધભાગ, સ્વતંત્ર ગ્રન્થિઓમાંથી, સૌરમન્ડલમાંથી તથા ઉત્તરાન્ત્રિક, અધરાન્ત્રિક નાડી ચક્રોમાંથી નીકળે છે તથા પાચકયન્ત્ર નિયામક સૌષુમ્નિક નાડીઓ છે.

## વ્યાનવાયુનું વર્ણન.

વ્યાનવાયુનું સ્થાન–; "व्यानः सर्वशरीरगः"। વ્યાનવાયુ સર્વશરીરમાં વ્યાપેલો છે. વ્યાનવાયુ સર્વાંગમાં વ્યાપેલો હોઈ દોષ, ધાતુઓ અને મળોમાં પણ વ્યાપેલો છે. વળી શરીરની સર્વ સન્ધિઓમાં પણ વ્યાનનો વ્યાપાર છે. "व्यानस्य सर्वाङगव्यापित्वेन दोष धातु मलव्यापि त्वात्; सच कुल्याकेदारन्यायेन सर्वान् धातून तर्पयेत्" (સુ. સ્રૂ. અ. ૪૬–૬–ટી). વાગભટજી વ્યાનનું સ્થાન હૃદય કહે છે અને સર્વશરીરમાં ફરે છે, મહાવેગવાળો છે. "व्यानोहृदिस्थितः कृत्स्नदेहचारी महाजवः" (વા. સૂ. અ–૧૨). સમાન વાયુ રસને હૃદયમાં પહોંચાડે છે. અને વ્યાન

વાયુ હૃદયમાંથી તે રસને ધમનીઓ દ્વારા સમગ્ર શરીરમાં પહોંચાડે છે. વ્યાનના આ કાર્યને રસપરિવૃત્તિ (Circulatory system) અથવા Vascular system કહે છે.

"व्यानेन रसधातुर्हि विक्षेपोचितकर्मणा ।
युगपत्सर्वतोऽजस्रं देहे विक्षिप्यते सदा ॥" (ચ. ચિ. અ. ૧૫)

આયુર્વેદના મતે ધમનીઓમાં રસધાતુ વહે છે રક્ત નહિ. આર્ટરીયલ બ્લડ તે આયુર્વેદનો રસધાતુ છે. અને Venous bloodએ આયુર્વેદનો રક્તધાતુ છે. રસધાતુ ઉપરાંત રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્રધાતુ ( Genital system)માં પણ વ્યાનનો વ્યાપાર છે. તે સિવાય ધાતુઓના મળોને લઈ જનારી સિરાઓમાં પણ વ્યાનવાયુનું કાર્ય છે.

વ્યાનનું કર્મઃ– "प्रस्पन्दनम्"–प्रस्पन्दनं शरीरस्य चलनम् इह व्यानस्यकर्म" (ડ.ટી). ગતિ પ્રસરણ આદિ સર્વ ક્રિયાઓ વ્યાનને આધીન છે. ઝડપથી પોતે ગતિ કરનાર, શરીરનો સર્વચેષ્ટાવ્યાપાર, જવું, આવવું, શરીરના અંગને નીચું કરવું, ઊંચું કરવું, નિમેષ, ઉન્મેષ વગેરે ક્રિયાઓ વ્યાનવાયુદ્વારા થાય છે.

"गत्यपक्षेपणोत्क्षेपनिमेषोन्मेषणादिकाः ।
प्रायः सर्वाः क्रियास्तस्मिन् प्रतिबद्धाः शरीरिणाम् ॥"
(वा. सू. अ. १२)

व्यानस्य सन्धिचारित्वात्" (સુ. સુ. અ. ૧૫ ડ. ટી).

આહાર પાકમાં જઠરાગ્નિ સાથે જેવો સંબંધ સમાનનો છે. તેવો જ અને તેટલો સંબંધ ધાત્વાગ્નિ વ્યાપારમાં સમાન સાથે વ્યાન વાયુનો છે. તે સમાને આપેલા આગ્નેય દ્રવ્ય Insulin દ્વારા વ્યાનને સહાયક થાય છે.

"पित्तस्य तेजोंश अेव पा (व) चकः;,–तदाहभोजः, दृढमूष्णोचितं ह्येतत् पित्तोष्मा पचतीतियत् । मूर्छितो रसवीर्याभ्यां समान व्यान संहितः ॥" (ભા. નિ. મ. ટી).

જે વ્યાનરૂપ વાયુ કે એકાદ ધાતુપાચક અગ્નિ ઉપહત થાય છે તો ખાધેલું અન્ન ધાતુવર્ધક કે ઉપચય કારક થતું નથી.

"यदाहि अेकोऽपि धातु पाचकोऽग्निरुपहतो मारुतो वा धातुपोपक रसवद्मुपहतं स्यात तदाऽशितादिकं धातुनामवर्धकत्वान्नोपचयादि कारकम्" इति ॥ (ચ સૂ. અ. ૨૮ ચ. ૬).

આયુર્વેદ સૂત્ર ટીકાકાર યોગાનંદ કહે છે કે-વ્યાનવાયુ પોતે પાચક પિત્તથી પાંચ પ્રકારનો થઇને પાચકપિત્તને પણ પાંચ પ્રકારનું કરીને અન્નને ગ્રહણ કરે છે, પચાવે છે, સારકિટ્ટરૂપ ભુક્તાન્નના ભાગો પૃથક્ કરી કીટ્ટભાગને શરીર બહાર કાઢે છે. શરીરમાં અન્નનો પ્રવેશ કરાવે છે. સર્વશરીરમાં વ્યાપીને રહે છે.

व्यानानिलस्यकार्यं च: –"पाचकपित्तेन स्वयमपि पञ्चधाभूत्वा पाचकपित्तमपि पञ्चधाकुर्वन् अन्नंगृह्णाति, पचति विवेचयति । सार किट्टतया भूक्तान्नं विभज्य मुञ्चति, सर्वशरीरं व्याप्य तिष्टति ॥

(આ. સૂ. પ્ર. ૩. સૂ. ૧૪,યોગાનંદ)

શુક્રના રોગો અને પ્રમેહરોગો વ્યાન અને અપાનના પ્રકોપથી થાય છે. વ્યાનનો ધાત્વાગ્નિ વ્યાપાર મંદ પડે છે જેથી આહારનું પચન થઈ ધાતુરૂપ બનતું નથી. આહારમાંના કેટલાંએક અપકવ ધાતુ જેવા દ્રવ્યો અપાનવાયુ દ્વારા ખેંચાઇ મૂત્ર સાથે બહાર પડે છે.

" शुक्रदोप प्रमेहास्तु व्यानापानप्रकोपजाः " (સુ. નિ. અ. ૧)

રસપરિવૃત્તિ Circulatory system માં વ્યાનનોવ્યાપાર.

"व्यानेन रसधातुर्हि विक्षेपोचितकर्मणा ।
युगपत्सर्वतोऽजस्रं देहे विक्षिप्यते सदा ॥ " (ચરક)

માંસધાતુ-Musculary system માં વ્યાનનો વ્યાપાર.

" ततः स्थूलोभागो व्यानवायुना प्रेरितः धमनीभिः सिराभिश्च शरीरारम्भकाणि मांसानि याति ॥ " (ભાવ. પ્ર.)

## મેદધાતુમાં વ્યાનનો વ્યાપાર

" ततः स्थूलोभागो व्यानवायुनाप्रेरितः धमनीभिः शरीरारम्भकस्य मेदसः स्थानमुदरं याति ॥ " ( ભાવ પ્ર )

અસ્થિધાતુ–Osteous or Skeletory system

"स्थूलोभागो व्यानवायुना प्रेरितो धमनीभिः सिरामिश्च शरीरारम्भकाण्यस्थीनि याति (ભાવ પ્ર)

મજ્જાધાતુ–Madullary system મા વ્યાનનો વ્યાપાર.

" ततः स्थूलोभागो व्यानवायुना प्रेरित स्रोतोमार्गैर्मज्जस्थानानि स्थूलास्थ्यभ्यन्तराणि प्रयाति ॥ " (ભાવ પ્ર)

શુક્રધાતુ-Genital Circulatory systemમા વ્યાનનુ કાર્ય

" ततः स्थूलोभागो व्यानवायुना प्रेरितः धमनीभिः सिरामिश्च शुक्रस्य स्थान सकलशरीरं गत्वा शरीरारंभकेण शुक्रेण सहमिलितो भवति ॥ " (ભાવપ્રકાશ)

પાશ્ચાત્ય વૈદક અનુસાર વ્યાનવાયુનો વ્યાપાર શરીરના સમગ્ર સ્થાનમા વ્યાપેલો છે આખુ શરીર તેના વેગોને વહી જનારી નાડીઓના મૂલો મસ્તિષ્ક તેમજ સુષુમ્નાકાન્ડમાથી ઉત્પન્ન થાય છે તેનુ કામ નાડીઓનુ પરત ન માસપેશીઓને ચેષ્ટા આપવાનું તથા સિરા ધમનીઓ વગેરેની દિવાલોનો સંકોચ-વિકાસ કરી રસસવહનને ચાલુ રાખવાનુ છે ( પ્રત્યક્ષ શારીર )

વ્યાનવાયુનો માર્ગ – મેરૂજ્જાનાડીમડલ Cerebro Spinal nervous system કહેવાય છે આ નાડીઓ મિશ્ર છે કારણ કે તેઓ સંજ્ઞાવહ અને ચેષ્ટાવહ એમ બને પ્રકારના તતુઓ ધરાવે છે બે કશેરૂક ચક્રો વચ્ચે રહેલા છિદ્રોમાથી તેઓ કરોડમાથી બહાર આવે છે કરોડની દરેક બાજુએ એકત્રીશ નાડીઓ નીકળે છે એટલે કુલ નાડીઓના ૩૧ જોડકા છે

દરેક નાડી કરોડની અંદર સુષુમ્નાના પાસામાંથી બે મૂળો વડે ફુટે છે. તેમાનું આગળનું મૂળ ચેષ્ટાવહ જ્યારે પાછળનું મૂળ સંજ્ઞાવહ છે. આ બંને મૂળો પરસ્પર મળતાં એક મિશ્ર મેરુજ્જાનાડી બને છે. કેટલાએક ચેષ્ટાવહ સૂત્રો તેની નાડી ગ્રન્થિ મારફતે સ્વતંત્ર નાડી મંડલની ગ્રન્થિઓ જોડે સંબંધ રાખે છે, અગ્રિગમલ શાખાના તંતુઓ, ડોક, ધડ, હાથ, પગ, વગેરેને સંજ્ઞા તથા ચેષ્ટા આપે છે. આગલી મલ શાખાઓમાંથી નાની શાખાઓ કેડ તથા છાતીની અંદર સ્વતંત્રનાડીની ગ્રન્થિઓ સાથે જોડાય છે. (પ્રત્યક્ષશારીર ગુજરાતી).

## અપાનવાયુનું વર્ણન

અપાનવાયુનું સ્થાનઃ-" गुदेऽपानः " અપાનવાયુનું સ્થાન ગુદા છે અને શ્રોણિ, મુત્રાશય, મુત્રેન્દ્રિય તથા સાથળમાં ફરે છે. ચરક ભગવાન બંને વૃષણો, મુત્રાશય, મૂત્રેન્દ્રિય, નાભિ, બંને સાથળો, ગુદા અને આંતરડા અપાન વાયુનું સ્થાન કહે છે.

"वृषणौ बस्ति मेढ्रं च नाभ्यूरु वङ्क्षणौ गुदम् ।
अपान स्थानमन्त्रश्चः ॥" (ચરક). સુશ્રુત મહારાજ પકવાશય અપાનનું સ્થાન બતાવે છે. " पक्वाधानोऽपानः " (સુ. નિ. અ. ૧).

અપાનનું કર્મ;-"कर्षण धारण" શુક્રમુત્રાદિનાં વેગકાલે બહાર કાઢવાં. વેગ ન હોય ત્યારે ધારણ કરી રાખવાં. "शुक्रमूत्रादीनां वेगकाले कर्षणमवेगकाले धारणम् , अपानस्यकर्म ॥" (સુ. ડ. ટી).

જેવી રીતે સમાન અને વ્યાન ધાત્વાગ્નિ વ્યાપારમાં પરસ્પર મળીને કાર્ય કરે છે તેવી જ રીતે આહારપાકમાં અપાન અને પ્રાણ અરસપરસ મળી અગ્નિને ધમન કાર્ય વડે સહાયક થાય છે.

" प्राणापानसमानैस्तु सर्वतः पवनैस्त्रिभिः ।
ध्मायते पाल्यते चापि स्वां स्वां गतिमवस्थितः "

(સુ. સૂ. અ. ૩૬)

શુક્ર, મુત્ર, પુરીષ, આર્તવ અને ગર્ભને અકાલ સુધી ધારણ કરે છે અને કાલે, વેગ આવે ત્યારે બહાર કાઢે છે.

" अपान स्थानमन्त्रस्थः शुक्रमूत्रशकृत् क्रियः ।
सृजत्यार्त्तवगर्भौ च युक्ताः स्थानस्थिताश्च ते ॥
स्वकर्म कुरुते देहो धार्यते तैरनामयः । "
(ચ. ચિ. અ ૨૮)

" पक्वाधानालयोऽपानः काले कर्षति चाप्ययम् ।
समीरणः शकृन्मूत्रशुक्रगर्भार्त्तवान्यधः ॥ "
(સુ. નિ. અ. ૧)

અપાન વાયુના નાડી સૂત્રો બને વૃષણો, મૂત્રાશય મેઢ્ર, નાભિના અવયવો, બને સાથળો, બને વક્ષણ, ગુદા આતરડા તથા ગર્ભાશયમા પ્રસરેલા છે

## પાશ્ચાત્યમતાનુસાર અપાનવાયુના વાહક તંત્રનું વર્ણન

અપાનવાયુ મોટુ આતરડુ, મૂત્રપિન્ડો, બસ્તિ, બને વૃષણો, બીજકોષો તથા ગર્ભાશય વગેરેના કાર્યને પ્રેરણા આપે છે એના વેગોને વહન કરનારી નાડીઓના સૂત્રો સુષુમ્ના કાન્ડના અનુકટિક ભાગની અદર અધિબસ્તિક નાડી ચક્રમાથી ઉદ્‌ભવતા જણાય છે

અધર સ્વતત્ર નાડીમડળના સૂત્રો સુષુમ્ના કાન્ડના અનુત્રિક ભાગમાથી નીકળે છે બીજી, ત્રીજી તથા ચોથી અનુત્રિક નાડીઓ દ્વારા તે તતુઓ મૂત્રપિન્ડો, બસ્તિ, ગુદા, ઉપસ્થ વૃષણો વગેરે ભાગોમા ફેલાએલા છે એ સ્વતત્ર નાડીસૂત્રો ગુદોપસ્થિકા નામની નાડીના સૂત્રો જોડે ગુદોપસ્થિકા નાડીચક્રોની અદર મળી જાય છે (પ્રત્યક્ષ શારીર)

## વાતાદિ પ્રકૃતિભાવ નેત્રનાં લક્ષણો.

પ્રકૃતિ ભાવરૂપ વિકૃતિ થાય છે તે દોષાખ્ય બીજભાગની દૃષ્ટિથી થાય છે તેમા સમધાતુની અપેક્ષા તેનુ ગર્ભ શરીરભાવ વિકૃતિરૂપ કાર્ય થાય છે તેને પ્રકૃતિભાવ કહેવામા આવે છે જેમકે- વાત પ્રકૃતિ પુરુષોના હાથ પગનુ ફાટવું અને બને નેત્રો ભૂખરા રગના કઠોર હોય છે ઇત્યાદિ લક્ષણો હોય છે




સુ. સૂ અ. ૩૫

"यथा दोषाख्ये बीजभागे दुष्टे तत्कार्यस्यैव गर्भशरीरभावस्य समधातोरपेक्षया विकृतिः स्फुटित करचरणादि लक्षणा भवति ॥ (सु. शा. अ. ४) तदुक्तम्– शुद्धस्वभावकर्मोभ्यां यातायर्दुष्टिमंशतः । दृष्टं बीजार्थकृद्बीजं तत्र प्रकृतिरुत्तरम् ॥" (ड. टी)

## વાતપ્રકૃતિ પુરુષનાં નેત્રોનાં લક્ષણો

"नेत्राणि चैषां खर धूसराणि ।
वृत्तान्यचारुणिमृतोपमानि ॥
उन्मीलितानीव भवन्ति सुप्ते ।"

વાત પ્રકૃતિ પુરૂષનાં નેત્રો કઠોર અને ભૂખરા રંગના હોય છે. ગોળ હોય છે. અને દેખાવમાં સુંદર હોતા નથી. તે પુરુષ સુઈ જાય છે ત્યારે થોડાં ઉઘાડાં રહે છે અને મડદાનાં જેવા દેખાય છે.

વાત પ્રકૃતિનાં પુરુષો મોટે ભાગે કાળા રંગના હોય છે. કારણ કે તેઓની ત્વચામાં કાળારંગ-દ્રવ્ય (Melanin) નું પ્રમાણ વધારે હોય છે. **"वातात् कृष्णम्"** (સુ. ઉ. અ. ૧). તેઓનાં નેત્રગોલક ઉપરનાં શ્લેષ્માવરણ અને પરિશુકલ પટલ (Perisclera)ની પેશીઓમાંથી વધારે કાળું રંગદ્રવ્ય ઉત્પન્ન થાય છે તેથી નેત્રગોલકનો શ્વેતભાગ ધૂસર રંગનો દેખાય છે. વળી નેત્રગોલક બહાર નિકળેલો **'उत्पिण्डित'** હોય છે; કારણકે નેત્રગૃહનો સંકોચ હોય છે. નેત્રગૃહના અસ્થિઓ સમ વિકસેલાં હોતાં નથી. આવી રીતે નેત્રગોલક બહાર વધારે ધસી આવવાથી પોપચાં નેત્રગોલકને બરાબર રીતે ઢાંકી શકતાં નથી. એટલે આંખો થોડી ઘણી ઉઘાડી રહે છે. સુતી વખતે નિદ્રામાં આવી રીતે ઉઘાડી રહેલી આંખોનો દેખાવ મરેલા પુરુષ જેવો ભયાનક લાગે છે, ઉપરનું પોપચું કૃષ્ણમન્ડલની કિનારી સુધી પહોંચતું નથી એટલે જ્યારે આંખ ઉઘાડી રહે છે ત્યારે કૃષ્ણમન્ડલની ઉપરની કિનારી અને ઉપરનાં પોપચાની કિનારી વચ્ચે શુક્લ પટલનો ભાગ વધારે દેખાય છે. અને કૃષ્ણમન્ડલ નીચેની બાજુ વધારે ઢળેલું દેખાય છે. **"विशुद्धः पवनो यस्य नयने प्रतिपद्यते । जायते नयने तस्य निम्ने कृष्णे सिते तथा"** (સુશ્રુત. ટીપણી).

વાતપ્રકૃતિ પુરુષને સ્નેહ દ્રવ્ય કમ ઉત્પન્ન થતું હોવાથી નેત્ર સહિત બધા અવયવો કઠોર અને ખરબચડા હોય છે તેથી નેત્રની ચમક કે સૌંદર્ય હોતાં નથી.

(આવી આંખોવાળા એક બાબીસાધુને મેં બેરાઈમાં જોયા હતા. લેખક).

## વાતરોગની સંક્ષિપ્ત ચિકિત્સા

પ્રધાન ઉપક્રમ– વાયુના રોગનો પ્રધાન ઉપાય બસ્તિકર્મ છે. **"बस्ति-र्वातहराणाम्"** (च. सू. अ. २५). બસ્તિ પકવાશયમાં જઈ કેવલ વૈકારિક વાયુના મૂલને જીતે છે અને તેના મૂળનું છેદન કરે છે. જ્યારે પકવાશયગતવાયુ જીતાય છે ત્યારે શરીરમાં કોપેલા વાતરોગો શાન્ત થાય છે. જેમકે– વનસ્પતિના મૂળનું છેદન કરવાથી સ્કન્ધ, શાખાઓ, પ્રરોહ, પુષ્પ ફલ વગેરે નાશ પામે છે (ચ. સ. અ. ૩૦).

## તેલની પ્રધાનતા

હંમેશા તલના તેલનો ખાન, પાન, અભ્યંગ, અને બસ્તિમાં ઉપયોગ કરવાથી કોઈ વાત રોગ થતો નથી.

**"तैलं वातं जयति सततमभ्यस्यमानम्"** (ચ. સ. અ. ૨૫)

અભ્યંગ, સ્વેદન, બસ્તિ, નસ્ય, સ્નેહ વિરેચન, સ્નિગ્ધ, અમ્લ, લવણ સ્વાદુ પદાર્થો, (ગળ્યાં પ્રદાર્થો), વૃષ્ય પદાર્થો વાતરોગને હણે છે.

## ગુદાશ્રિત વાયુની ચિકિત્સા

દશમૂલના કવાથથી અથવા બીજોરાના રસથી એરંડીયું તેલ પીવાથી બસ્તિ, કુક્ષિ (પેટ) અને ગુદામાં રહેલો અપાનવાયુ જીતાય છે. **"दशमूली कषायेण मातुलुङ्गरसेन वा । पिबेदैरंडतैलं च बस्तिकुक्षिगुदाश्रिते ॥"** (યોગરત્નાકર).

## પકવાશયગત વાતચિકિત્સા

પકવાશયગત વાયુમાં, સ્નેહ વિરેચન (એરંડીયું, વાતહર વિરેચન દ્રવ્યથી પકાવેલઘૃત અને તેલ) બસ્તિઓ (આસ્થાપન અને અનુવાસન), શોધન અને જેમાં સૈન્ધવ આદિ લવણો વધારે હોય તેવાં ભોજન લેવાં.

पक्वाशयगतेवाते हितं स्नेहैर्विरेचनम् । वस्तयः शोधनीयाश्च शास्त्रलवणोतराः (યોગરત્નાકર).

### યોગશતકમાં કહેલા વાતશમન ઉપાયો

स्निग्धोष्ण स्थिरवृष्यवल्यलवणस्वाद्वमलतैलातप-
स्नानाभ्यञ्जनवस्तिमांसमदिरासंवाहनोद्वर्तनम् ।
स्नेह स्वेद निरुहनस्यशयनस्थानोपनाहादिकम् ।
पानाहार विहारभेषजमिदं वातं प्रशान्तिं नयेत् ॥

### પિત્તનું વર્ણન

" सस्नेहमुष्णं तीक्ष्णं च द्रवमम्लं सरं कटुः ।
विपरीत गुणैः पित्तं द्रव्यैराशु प्रशाम्यति ॥ " (ચરક)

પિત્ત કાંઇક સ્નેહવાળું, ઉષ્ણ, તીક્ષ્ણ, દ્રવ, ખાટું, સર અને તીખું . એનાથી વિપરીત ગુણવાળા દ્રવ્યોથી તુરત શાન્ત થાય છે.

પિત્તમાં ઉષ્ણગુણ અગ્નિનો છે અને દ્રવગુણ જલનો છે. पित्तस्योष्म ायत्वात् द्रवगुणत्वात् (શા, દી. ટી) વળી સર (Purgative) પણ છે. મ્લગુણ એ વિદગ્ધ પિત્તનો છે. છતાં આમાશયમાં ઉત્પન્ન થતું અચ્છપિત્ત Hydrocloric acid) તેની પ્રાકૃત અવસ્થામાં પણ અમ્લ છે. (અચ્છ-પિત્ત માટે જુઓ ચરક ચિકિ-સ્થાન અ. ૧૫ મો) કટુ (તીખા) સ્વાદવાળું પિત્ત (Bile) પીળા કે લીલા વર્ણવાળું છે. નીલવર્ણ (Billiverdin) ામ પિત્તનો છે. પીળો-નારંગી રંગ શુદ્ધપિત્ત (Billirubin) નો છે, 'नील सामावस्थायाम् पीत निरामावस्थाम्" (ડ. ટી.) યકૃત અને પિત્તસ્રોતનું પિત્ત કટુ (Bitter test) વળી કાંઇક પુતિ-ગંધવાળું પણ છે. ાશ્ચાત્ય વૈદ્યક Yellow to brown and green કહે છે. આ દ્રવને ંજકપિત્ત કહે છે,

" पित्तं तीक्ष्णं द्रवं पूति नीलं पीतं तथैव च ।
उष्ण कटुरसं चैव विदग्धं चाम्लमेव च । " (સુ.સૂ.અ. ૨૧

" पित्तं सस्नेह तीक्ष्णोष्णं लघु विस्रं सरं द्रवम् " (વાગ્ભટ)

" पित्तं प्रकृत्या कटुरसं यत् पुनरम्लत्वं तदस्य विदग्धस्यैव "(ડ.ટી)

આ દ્રવપિત્ત (Bile) એ જ રંજકપિત્ત કહેવાય છે. જે રસનું રંજન કરે છે તેનું સ્થાન યકૃત છે. પણ વાગભટજીએ આમાશય (ગ્રહણીમાં આવતા પિત્તની સ્પષ્ટતા કરી બતાવવા માટે આમાશય) સ્થાન બતાવ્યું છે. આહારપાક સમયે તે યકૃત અને પિત્તાશય (સ્રોત) માંથી ગ્રહણીમાં આવે છે. " आमाशयोविशेषेण पित्तस्थानम् ॥ " " आमाशयाश्रितं पित्तं रञ्जकं रस रञ्जनात् ॥ "

ગ્રહણીમાં આહાર સાથે મળે છે. અને ત્યાંથી ફરી પાછું અન્નરસ સાથે અન્નવહા સ્રોત (Portal vein) દ્વારા યકૃત અને પિત્તાશયમાં એકઠું થાય છે.

"यद्रञ्जकं कान्तिकरं पित्तं तदेव रसमलं, किं विशिष्टं पित्तं जलं द्रवरूपम् (શાર઼ં દી. ટી).

આયુર્વેદશાસ્ત્રમાં પિત્ત બે પ્રકારનાં કહ્યાં છે. (૧) સદ્રવ (૨) આગ્નેય. शरीर संख्याशारीरे पित्तमाप्यमुक्तम्; यद्द्रव सर स्निग्ध मंद मृदु पिच्छिलं रसरुधिरवसाकफपित्तमूत्रस्वेदादि तदाप्यं, रसो रसनं च (च. शा. अ. ९) इत्यनेन तथा तत्रैव,–"यत्पित्तमूष्मा यो यश्च शरीरे भा तत्सर्वमाग्नेयम्" इत्यनेन द्रवात्मकत्वं पित्तस्य यद्यप्युक्तम् । तथाऽप्याग्नेयाकारत्वाद् बाहुल्यात् पित्तमाग्नेयमेवेति दर्शयन्नाह । पित्तमाग्नेयमिति, द्रवात्मकत्वेऽपि पित्तस्याग्नेयांशप्राधान्यात् " ॥

(ચ. ચિ. અ. ૨૨ ચક્રપાણિ).

અષ્ટાંગ સંગ્રહ ટીકાકાર આચાર્ય હેમાદ્રિ પાચકપિત્ત અને અગ્નિનો અભેદ બતાવે છે અને રંજકપિત્ત (Bile)થી અગ્નિનો ભેદ છે તેમ કહે છે. કેમકે પાચકપિત્ત એટલે જઠરાગ્નિની ઉષ્મા (Heat), જ્યારે રંજકપિત્ત એ દ્રવ પિત્ત છે. તેથી બંનેમાં ભેદ છે વળી દ્રવ–પિત્તની આપ્યધાતુમાં ગણના

કરી છે. "पाचकापेक्षया अग्निपित्तयोरभेदः रञ्जकापेक्षया भेदः॥"
(अ. सं. अ. १२, હેમાદ્રિ)

પિત્તની પ્રધાન ચિકિત્સા વિરેચન છે, એ દ્વારા પિત્તમા વધેલો જલભાગ કે વૃદ્ધિ પામેલુ પિત્ત શરીરની બહાર કાઢવામા આવે છે. અને જલભાગ ઓછો થતા પિત્ત ઘટ્ટ થાય છે જેથી પિત્તનો આગ્નેય અંશ વધે છે અને અન્નનુ પાચન થાય છે. "એવં विशुद्धकोष्टस्य कायाग्नेरभिवर्धते"
(ચ. સુ અ ૧૬).

કેટલાક આધુનિક વિદ્વાનો પાશ્ચાત્ય વૈદકના Haemoglobin ને રંજકપિત્ત કહે છે પણ એ રસ–રકતનો ધાત્વાગ્નિ છે. આહારરસનુ પાચન કરી રંજન કરે છે તેથી રસનો અગ્નિ છે

तेजोरसाना सर्वेषा मनुजानां यदुच्यते ।
पित्तोष्मणः स रागेण रसोरक्तत्वमृच्छति" (ચ ચિ. અ ૧૫)

तेजो रसानामिति;– "आहारस्य सम्यक् परिणतस्य" यस्तेजोभूतः सार." परमसूक्ष्म स' रसः' इत्युच्यते तस्य हृदयं स्थानम् (સુ સ અ ૧૪)

અન્નરસનો પરમ સૂક્ષ્મ તેજોભૂત સાર જેને રસધાતુ (Chyle) કહે છે તે હૃદયમા જઇને આ સાધકપિત્ત Haemoglobin થી પાચન થઈ રંજન થાય છે. રસનુ સ્થાન હૃદય છે અને સાધકપિત્તનુ સ્થાન પણ હૃદય છે. અહીંજ રસનુ પ્રથમ રંજન થાય છે, રસધાતુ રાતો થાય છે તેમ પિન્ડાર્થ છે

પિત્તનુ' સંગઠન પાશ્ચાત્યમતાનુસાર Composition of bile

| | | | | |
|---|---|---|---|---|
| જલ water, | ૯૦૪/૮૦ | | cholestral | ●/૫ |
| ઘનદ્રવ્યો Solids | ૭૫/૨૦ | | Lacithin | ૦/૨૩ |
| કફ અને રંજકકણો– Mubin & Pigments | ૫/૩૦ | | Fat | |
| | | | Inorganic Salts | ૬/૩૨ |
| વસામ્લ, Fatty acid | ૧/૩ | | | |
| નિમક, Bile Salts | ૯/૩૦ | | | |

## ધાત્વાગ્નિઓ Enzimes

મૂળતો ધાત્વાગ્નિઓ પણ ભૂતાગ્નિ છે. તેઓ સ્થાનાન્તર થતાં ધાત્વાગ્નિઓ કહેવાય છે. **त एव ये चोष्माणः पार्थिवादयः स्थानान्तर प्राप्ता धातूष्माण इति व्यपदेशमासादयन्ति** (વા. શા. અ. ૩. અરૂણદત્તજી). પાશ્ચાત્ય વૈદકમાં ધાત્વાગ્નિઓને Enzimes કહે છે. કુલે અગ્નિઓ બાર અને જઠરાગ્નિ એક મળી તેર અગ્નિઓ આયુર્વેદમાં કહેલા છે. ધાત્વાગ્નિ ૭. ભૌતિકાગ્નિઓ ૫ અને જઠરાગ્નિ.

## પાચક પિત્તનું વર્ણન

પાચન પિત્તનું સ્થાન :– "तच्चादृष्टहेतुकेन विशेषेण पक्वामाशय मध्यस्थं पित्तं चतुर्विधमन्नपानं पचति विवेचयति च रसदोषमूत्र पुरीषाणि तत्रस्थमेव चात्मशक्त्या शेषाणां पित्तस्थानानां शरीरस्य चाग्निकर्मणा अनुग्रहं करोति तस्मिन् पित्ते पाचकोऽग्निरिति संज्ञा ॥"
(સુ. સૂ. અ. ૨૧)

સુશ્રુત મહારાજ ઉપરના વ્યાખ્યાનમાં પાચકાગ્નિનું સ્થાન "**पक्वामाशय मध्यस्थम्**" કહે છે. ડલ્હણાચાર્ય પક્વાશય અને આમાશયની મધ્યેનો અર્થ, '**नाभिस्थम्**' નાભિસ્થાન કહે છે. પક્વાશયની ઉપર અને આમાશયની નીચે એટલે કે એ બંનેની વચ્ચે ગ્રહણી કલા (Duodenum) આવેલી છે. તે પાચકપિત્તનું સ્થાન છે કે જ્યાં ચાર પ્રકારનું ભોજ્ય, ભક્ષ્ય, લેહ્ય અને ચોષ્ય અન્ન પચે છે. '**पक्वामाशय मध्ये अग्न्याशयमिति वाच्यम्**' (દી.ટી.) અગ્નિનું સ્થાન હોવાથી શારંગધરજીએ તેને અગ્ન્યાશય નામ આપ્યું છે. '**अग्न्याशये यत्पित्तं भवेत् तत्पाचकं ज्ञेयम्**' (ગૂ. ટી). એ અગ્ન્યાશયમાં તિલોન્મિત અગ્નિ ભૂગુકાલમાં પિત્તાશયમાં આવી રહેતો હોવાથી અગ્ન્યાશય કહેવાય છે. '**अग्न्याशये भवेत्पित्तमग्निरूपं तिलोन्मितम्**' (શાર).

" अग्न्याधिष्ठानमन्नस्यग्रहणाद् ग्रहणीमता ।
नाभेरुपरि सा ह्यग्निबलोपस्तम्भबाहि च ॥ " (ચરક)

" नाभेरुर्ध्वमग्न्याशयः तदेव ग्रहणीस्थानं कथितम् " (દી. ટી)

## પચન સસ્થાન




(ત્રિવિધ અવસ્થાપાક)

" षष्ठी पित्तधरानाम या कला परिकीर्तिता ।
पक्वामाशयमध्यस्था ग्रहणी सा प्रकीर्तिता ॥ "
(સુ. શા. અ. ૪)

**પિત્ત અને અગ્નિનો ભેદ નથી.**

સુશ્રુત મહારાજ કહે છે કે શરીરમાં પિત્તથી જુદો કોઈ અગ્નિ નથી, કારણ કે પાચકાગ્નિ-પાચકપિત્ત આગ્નેય છે. '**पित्तमतमाग्नेयम्**' એટલે ઉષ્મારૂપ પાચકાગ્નિ એ જ અગ્નિ છે. "**न खलु पित्तव्यतिरेकादन्योऽग्निरुपलभ्यते, आग्नेयत्वात्** ॥" (સુ. સૂ. અ. ૨૧) વળી કહે છે કે પિત્ત અગ્નિ કર્મ વડે કરીને શરીરનો અનુગ્રહ કરે છે. "**अग्निकर्मणाऽनुग्रहम् करोति**" ચરક ભગવાન કહે છે કે પિત્તની ઉષ્મા (Heat) આગ્નેય જાણવી. **यत्पित्तमूष्मा यो याच शरीरे भा तत्सर्वमाग्नेयम्** (ચ. શા. અ. ૯) "**पित्तादेवोष्मणः पक्तिर्नराणामुपजायते** (ચ. સૂ. અ. ૧૮). "**अग्निरेव शरीरे पित्तान्तर्गतः कुपिताकुपितः शुभाशुभानि करोति**" (ચ. સૂ ૧૨) **पित्तान्तर्गत इति वचनेन शरीरे ज्वालादि युक्त वन्हि निषेधेन पित्तोष्मरूपस्य वन्हेः सद्भावं दर्शयति ननु पित्तादभेदम्** (ચક્રપાણિ) જ્વાલાકર અગ્નિનો ચક્રપાણિદત્તજી નિષેધ કરી માત્ર ઉષ્મારૂપ અગ્નિ પાચકપિત્ત કહેવાય છે તેમ જણાવે છે.

"इह चोष्मशब्देन पाचकाग्नि व्यपदिशन् पाचकस्य वन्हेरुष्मरूपतां दर्शयति, बाह्य वन्हि सदृश ज्वालाकरं पित्तं निषेधयति " (ચ નિ. અ. ૧-ચક્રપાણિ). કેટલાએક આધુનિક ટીકાકાર અગ્નિ શબ્દથી Gastric fire પર્યાય આપી વર્ણન કરે છે તે યોગ્ય નથી.

યોગશાસ્ત્રમાં પ્રહાગ્નીનું કુણ્ડલિની નામથી વર્ણન કર્યું છે અને તેમાં રહેલું પિત્ત તૈજસ છે તેમ કહે છે:

"कुण्डलिगतपित्तं तु सर्वभुक्तान्नपचनार्थम् । तस्याः कुण्डल्या देवतारूपत्वात् । तत्पित्तमऽपि तैजसवद् भवति ॥" (આ.સૂ.પ્ર.૧.સ,૯ટીકા).

"कुण्डल्युत्थितश्वासानलचक्रजातपित्तोद्भवत्वादेव कला ज्वलने

शिखिपदं प्रसिद्धम्। कुण्डलिनी अनलानिलात्मिका तस्या पित्तमस्तीति सकलमत प्रसिद्धम्। साकला ज्वलनकला ॥" (યોગાનંદ)

આચાર્ય હેમાદ્રિ પાચકપિત્ત અને અગ્નિનો અભેદ કહે છે અને રંજક-પિત્તથી (સદ્રવપિત્તથી) અગ્નિનો ભેદ છે તેમ વર્ણન કરે છે "**पाचकापेक्षया अग्निपित्तयोर भेदः रञ्जकापेक्षया भेद**. (અ હૃ અ ૧૨ ટી)

શારંગધરજીએ ગ્રહણી સહિત પાચકપિત્તનું વર્ણન કર્યું છે તેમાં 'तिल' શબ્દથી પિત્તકોશ (Gall bladder)ને ગ્રહણીનું જ અંગ માન્યું છે કારણકે તેમાં રહેલો પિત્તનો આગ્નેય ઘટ્ટ ભાગનો વ્યાપાર તો ગ્રહણીમાં જ થાય છે

"अग्न्याशये भवेत्पित्तं अग्निरूपम् तिलोन्मितम् (શાર)

"उर्ध्वमग्न्याशयो नाभेर्वामभागे व्यवस्थितः ।
तस्योपरि तिलं ज्ञेयं तदधः पवनाशयम् ॥" (શાર)

तिलं पाचकपित्तम् ॥ (दी टी)

પિત્તકોષના આગ્નેય પિત્તને આધાર આપનાર તો ગ્રહણી છે. ગ્રહણી અને પાચકપિત્ત=અગ્નિને આધારાધેય સંબંધ છે

"ग्रहण्या.बलमग्निर्हि सचापि ग्रहणीबलः ।
दूषितेऽग्नावतो दुष्टा ग्रहणी रोगकारिणी ॥" (વા. શા અ ૩)

अग्निग्रहण्योराधाराधेयभावेन स्थितत्वादुच्यत् अेवैतदुक्तम् । ग्रहणीह्यग्नेराधारः । तदेव वन्ह्याधारा या कला सा अन्नग्रहणाद् ग्रहणीत्युच्यते । ततश्चाधारतया ग्रहणीमाश्रित्याग्निः पाककरणसमर्थो भवति, नाधारमन्तरेण केवल अेव । अग्निग्रहण्योराधाराधेय भावतया अवस्थानात् परस्पर बलाधानेनोपकार्योपकारक भावः स्यात् इत्याह ॥"
(અરુણદત્તજી)

આધુનિક પંડિતો આંતરડામાંના સ્રવના કેટલાએક પિન્ડોનો સ્રાવ તથા પેનક્રિયાઝનો રસ અને મુખના લાલાસ્રાવ વગેરે મળીને પાચકપિત્ત



યકૃત
આમાશય
તિલ
સમાતવાયુનું
આશય
આમ પકવાશય
(અગન્યાશય)
મધ્યાન્ત્ર
પકવાશય
(ક્ષુદ્રાન્ત્ર)
બૃહદાન્ત્ર
ઉણ્ડુક
ગુદા

( સુ. શા. અ. ૯ ) 'विपक्वत्वमौष्ण्यादिति अग्ने इतिशेषः' (ड.टी).
આ અધોગમા ધમનીઓનું કાર્ય છે.

પિત્તવાહીની શિરાઓ ( Arteries & veins ) માં પણ પિત્તનું કાર્ય હોય છે.

" भ्राजिष्णुतामन्नरुचिमग्नि दीप्तिमरोगताम् ।
संसर्पन् स्वाः सिराः पित्तं कुर्याच्चान्यान् गुणानपि ॥ " (सु.शा)

'अन्यान् गुणान्' 'रागपक्त्योज' (सु. सू. अ. १५) इत्यादिकान् ॥(ड.टी.)

## પિત્તસ્રોત ( કોપ ) નું વર્ણન

वामपार्श्वाश्रितं नाभेः किंचित् सूर्यस्य मण्डलम् ।
तन्मध्ये मण्डलं सौम्यं तन्मध्येऽग्निर्व्यवस्थितः ॥
जरायुमात्रप्रच्छन्नः कायकोशस्थ दीपवत् ॥ (ભાવ. પ્રકાશ)

નાભિની કિંચિત ડાબી બાજુ સૂર્યનું મંડલ – અગ્ન્યાશય ( ગ્રહણી ) આવેલું છે. તે અગ્ન્યાશયમાં તેનું જ અંગભૂત સોમમંડલ ( પિત્તકોપ ) આવેલું છે તે પિત્તકોપના દ્રવમાં અગ્નિ ( તિલમાન ) જરાયુથી ઢંકાઈ ગુપ્તપણે રહેલો છે કે જેવી રીતે કાયની ચિમની દિવાનું ઢાંકણું થઈને રહે છે. તેથી આ દ્રવ પિત્તકોપને પણ ' તિલ ' કહેવામાં આવે છે, " अग्न्याशये भवेत् पित्तमग्निरूपं तिलोन्मितम् " ( शार्ं )

" ऊर्ध्वमग्न्याशयोनाभेर्वामभागे व्यवस्थितः ।
तस्योपरि तिलं ज्ञेयम् तदधः पवनाशयः ॥ " (शा॰)

" पित्ताशयोष्ममयत्वात् द्रवगुणत्वात् ॥ " (दी.टी.)


યકૃત
તિલ
૪
ઔદરી મહાધમની
૧૨
૧૩
વૃક્ક
૫
૬
૧
૭
પ્લીહા
ગ્રહણી
૯
૧૧
વાતાશય
૧૫

અહણીમાં આવી આહાર પાક કર્મ કરતું હોવાથી તેને 'અનલ' એવી સંજ્ઞા આપી છે અને તેને પાચક પિત્ત કહી અગ્ની અને ઉષ્મારૂપ આગ્નેયપિત્તની અભેદતા બતાવી છે.

" पित्तं पञ्चात्मकं तत्र पक्वामाशयमध्यगम् ।
पञ्चभूतात्मकत्वेऽपि यत्तैजसगुणोदयात् ॥
त्यक्तद्रवत्वं पाकादिकर्मणाऽनलशब्दितम् ।
पचत्यन्नं विभजते सारकिट्टौ पृथक् तथा ॥
करोति बलदानेन पाचकं नाम तत्स्मृतम् । " (वा. सु अ. १२)

અરુણદત્તજીએ આ ઉપરોક્ત વર્ણન ઉપર જે વ્યાખ્યાન કર્યું છે તેવું અક્ષરશઃ પાશ્ચાત્ય વૈદ્યકનું પણ વર્ણન છે.

"तत्र तेषु पञ्चसु मध्ये पक्वामाशययोर्मध्यस्थं तथा पञ्चभूतात्मकत्वेऽपि सति यत्तैजसगुणोदयादाग्नेयगुणोत्कर्षात् क्षपितसोमगुणत्वेन त्यक्तद्रवत्वं संजातकाठिन्यं तथा सहकारिकारणैः पाचनक्रियां प्रति सव्यापारैर्वाय्वादिभिरनुग्रहादुपकारात् पाकदाहादि क्रिययाऽनलशब्द-वाच्यं यत् पित्तं तत्पाचकमुच्यते तच्चान्नं पचति" (अरुणदत्तजी)

પાશ્ચાત વૈદ્યકનું વર્ણન અરૂણદત્તજી મુજબ નીચે પ્રમાણે છે.

" Bile collected from gallbladder is much more concentrated than liver bile."

" when the biliary pressure reaches a value from 50 to 70 M. M. of water, the bile forces its way along the cystic duct into the Gallbladder, where it is stored until required, water and salts are absorbed from the bile during its stay in the Gallbladder. The bile of the Gallbladder has there fore, a much higher concentration of pigaments, bile salts, choleslorol and lacithin than has bile collected from the hepetic duct. A tenfold

increse in the bile concentration may result from its stay in the Gallbladder." Charls Herburt Best

આ ઘટ્ટ તિલમાન પાચકપિત્ત, ઐશ્વર્યવાન તૈજસ તત્ત્વ હોવાથી પોતે સહસા દૂષિત થતુ નથી અગ્નિમા જે જે વિકૃતિ દેખાય છે તે અધિષ્ઠાન ભેદે થાય છે કારણ કે મૂળ અગ્નિ ઈશ્વર સ્વરૂપ છે

" पाचक तिलमान स्यात् काठिन्याग्नात्य दीप्तता " (ભાવ)

" जाठरो भगवानग्निरीश्वरोऽन्नस्य पाचक ।
सौक्ष्म्याद्रसानाददानो विवेक्तु नैव शक्यते ॥ " (સુ સ અ ૩૫)

અગ્નિમાદ્ય આદિ દોષો સભવે છે તે પિત્તને આશ્રયે અગ્નિ રહેલો હોવાથી પિત્ત (દ્રવ)ના વિઘાતાદિ દોષો વડે સભવે છે અગ્નિતપ્ત અતિઉષ્ણ જલમા તથા અત્યત તપાવેલા લોઢાના ગોળામા જે ઉષ્ણતા છે તે અગ્નિની છે જલની કે લોઢાની નથી તેવી રીતે ઘટ્ટ પિત્તમા રહેની ઉષ્મા તે અગ્નિની જ છે પિત્તમા જલ (કફ)નો ભાગ મળતા તે વધારે દ્રવ થાય છે અને અગ્નિ મદ થાય છે અને પિત્તમા ઘટ્ટભાગ થતા પિત્ત ઉષ્ણ થાય છે તેનો આગ્નેય ગુણ વધે છે

**પિત્તના સ્થાનો:-** નાભિ (પાચકપિત્ત), આમાશય (ગ્રહણી), સ્વેદલસિકા (ત્વચામા ભ્રાજકપિત્ત), રુધિર, રસ (Heomoglobin), દૃષ્ટિ (આલોચક પિત્ત), ત્વચા (ભ્રાજક) ઈત્યાદિ છે

" नाभिरामाशय स्वेदो लसीका रुधिरं रस ।
दृक् स्पर्शन च पित्तस्य, नाभिरत्र विशेषत: ॥ " વા સૂ અ ૧૨)

## સાધક પિત્તનુ વર્ણન

" यत्पित्तं हृदये तिष्ठेन्मेधा प्रज्ञाकर च तत् ॥ (શાર) "

સાધક પિત્તનુ સ્થાન – " यत् पित्त हृदयस्थ तस्मिन् साधकोऽग्निरिति सज्ञा " ॥ સાધક પિત્તનુ સ્થાન હૃદય છે

સાધક પિત્તનું કાર્ય—'सोऽभिप्रार्थित मनोरथ साधन कृदुक्त' (સુશ્રુત) સાધકપિત્ત કફના તમોગુણને દૂર કરે છે (કાર્બન ડાયોક્સાઈડને). સ્પષ્ટ તથા ગુણવાન (સત્ત્વગુણ) કરી ધારેલા મનોરથો ધર્મ, અર્થ, કામ અને મોક્ષને સિદ્ધ કરાવે છે. વળી 'ओजकृत्' હોવાથી શૌર્યાદિ ગુણની વૃદ્ધિ કરે છે. વળી વર્ણમાં રાતું (Heamoglobin) હોઈ રસનું પાચન અને રંજન કરે છે. તેથી આધુનિક વિદ્વાનોએ તેને રંજક પિત્ત માનવાની ભૂલ કરી છે.

" रसस्तु हृदयं याति समानमरुतेरितः ।
रञ्जितः पाचितस्तस्य पित्तेनायातिरक्तताम् ॥ " (शार्ङ)

રસધાતુનો અગ્નિરૂપે રસનું રક્તવર્ણનું રંજન કરી રસમાં રહે છે તેથી રસનો અગ્નિ પણ કહેવાય છે.

" तेजोरसानां सर्वेषां मनुजानां यदुच्यते ।
पित्तोष्मणः स रागेण रसो रक्तत्वमृच्छति ॥ " (ચ. ચિ. અ. ૧૫)

तेजोरसानाम्–" तत्र पाञ्चभौतिकस्य चतुर्विधस्य षड्रसस्यद्विविध वीर्यस्याष्टविधवीर्यस्य वाऽनेकगुणस्योपयुक्तस्याहारस्य सम्यक् परिणतस्य" यस्तेजोभूतः सारः परमसूक्ष्मः स रसः "इत्युच्यते, तस्य हृदयं स्थानम्" (સુ. સૂ. અ. ૧૪)

આહારનો આહાર પાક પછી પરિણામ પામેલો તેજોભૂતસાર જે પરમ સૂક્ષ્મ છે તેને રસધાતુ (chyle) કહે છે જેનું સ્થાન હૃદય છે. તે હૃદયસ્થ સાધકપિત્ત (Heamoglobin) ની ઉષ્માથી પાણી રંગવાળો રાતો થાય છે, તેમ ચરક ભગવાનનું સ્પષ્ટ વ્યાખ્યાન છે. અને અંતે તેનાથી શોણિતની ઉત્પત્તિ થાય છે વળી ગ્રન્થાદિક ધારણ કરવાની શક્તિશાળી બુદ્ધિનું નિષ્પાદન કરે છે.

પાણ્ડુરોગમા આ હૃદયસ્થ સાધક પિત્તની વિકૃતિ થાય છે. " क्षिप्तं पित्तं हृदिस्थितम् " (વા ચિ. અ. ૧૭). પાણ્ડુરોગમાં રક્તપોષક રસ (chyle) પિત્તથી ક્ષય પામે છે તેથી રક્તપોષક સારભાગ રસ પેદા થતો નથી

અને રક્તક્ષય સાથે હૃદયમાં રહેલુ સાધક પિત્ત પણ વિકૃતિ પામી હૃદય અને શરીરમાથી ફેંકાવા માડે છે–સ્થાન ભ્રષ્ટ થાય છે, જે પાણ્ડુરોગનુ કારણ છે. **यद्यपि रक्तपित्तयोरेकयोनित्वात् पित्तेनेह रक्तवृद्धिर्मान्या, तथाऽपि रक्तक्षयो रक्तपोपकरसस्य पित्तेन क्षपणाद् रक्त पोपकमारभागानुत्पादाच्च** (ચક) ' यद्यपि पित्तं तेजोरुपतयावर्णकरमिहोन्यते ॥ '

સાધક પિત્તને હૃદયસ્થ પ્રાણવાયુ સાથે અત્યંત સખાભાવ છે. સાધક પિત્ત સમગ્ર શરીરની ધાતુઓ (Tissues)મા પ્રાણવાયુને પહોચાડે છે. તેથી આધુનિકો તેને ઓક્સીજન વાહક (Oxygen Carrier) માને છે. પ્રાણવાયુ અને સાધક પિત્ત મળી રસનુ રજન કરી રક્તવર્ણનો કરે છે, તેથી રસધાતુ શુદ્ધ, રાતો, ઇન્દ્રગોપસમાન અથવા ગુજા–ચણોઠી જેવો ચમકદાર લાલ થઈ રક્ત સજ્ઞા પામે છે

**हृदयस्थ कफतमोऽपनोद्**–હૃદય પર જ્યારે અવલબન કફ આવે છે. ત્યારે હૃદયમાથી ફુપ્ફુસમા જઈ કફમા રહેલો મળભાગ–તમોગુણવાળો ભાગ (Corbon di oxide) ને છુટો પાડી પાણીની વરાળ રૂપે મુખ બહાર કાઢે છે એટલે કફમા રહેના તમોગુણને છુટો પાડી બહાર કાઢવાનું કાર્ય પ્રાણવાયુ અને સાધક પિત્ત દ્વારા થાય છે.

## ભ્રાજક પિત્તનું વર્ણન

" यत्तु त्वचि पित्तं तस्मिन् भ्राजकोऽग्निरिति संज्ञा ॥ "

જે પિત્ત ત્વચામાં રહેલુ છે તેને ભ્રાજકાગ્નિ કહે છે. ડલ્હણાચાર્યજી કહે છે કે અહીં જે ત્વચા કહી છે તે અવભાસિની ત્વચા સમજવી તેને ઉદકધરા ત્વક પણ કહે છે " **त्वचीनि अवभासिनी नामधेया या वाह्येत्वचेत्यर्थः** (ડ–ટી). ભાવમિશ્રજી અવભાસિની ત્વચા ભ્રાજકાગ્નિનુ સ્થાન કહે છે " **अथावमासिनी भ्राजकेन पित्तेनावभासनात्** " (ભાવ). વિશેષે કરીને વર્ણભેદ તે ત્વચામા રહેલુ ભ્રાજક પિત્ત છે. "**वर्णभेदो च त्वग्गतस्य भ्राजकस्य** " (ચ સૂ અ. ૧૨ ચક્રપાણિજી). "**तत्र तेजोधातुः वर्णानां प्रभवः** ॥ (સુ શા અ ૨).

ભ્રાજકાગ્નિનું કાર્ય :– **સોઽભ્યઙ્ગપરિષેકાવગાહાલેપનાદીનાં क्रियाद्रव्याणां पक्ता छायानां च प्रकाशकः ॥"** (સુ. સૂ. અ. ૨૧) કિંવા નિમિત્તે અભ્યંગ, પરિષેક, અવગાહન લેપ આદિમાં વપરાએલા દ્રવ્યોને પચાવે છે અને ગ્રહણ કરે છે, તેથી શરીરની અંદર પહોંચે છે. વળી પાંચભૌતિકી નીલાદિવર્ણની છાયાનો પ્રકાશ કરે છે. પાંચપ્રકારની પ્રભાનું ઉત્પાદક ભ્રાજક પિત્ત છે. છાયા નજીકથી દેખાય છે અને પ્રભા દૂરથી પ્રકાશે છે. છાયા વર્ણને અતિક્રમણ કરે છે. પ્રભા વર્ણનો પ્રકાશ કરે છે. એટલો ભેદ છાયા અને પ્રભામાં જાણવો.

" आसन्ना लक्ष्यते छाया प्रभा दूरात् प्रकाशते ।
वर्णमाक्रमतिच्छाया प्रभा वर्णप्रकाशिनी ॥ " (ડ. ટી)

આધુનિક વૈદ્યક તેના પાંચ પડોનું વર્ણન કરે છે. તેમાં ચોથું પડ (Malpighian layer) એ જ ભ્રાજકાગ્નિનું સ્થાન છે. તેમાં રંગવાળા કોષાણુઓ હોય છે. ત્વચામાં કાળા રંગદ્રવ્ય (Melanin) ની ઉત્પત્તિ ભ્રાજકાગ્નિની પ્રસવનક્રિયા અને વાયુની ફેનીલીકરણ ક્રિયાથી થાય છે; અને કાળા રંગકણો ફેનકરૂપે બહાર પડે છે. ત્યાંથી ત્વચાના ઉપરી પડમાં આવે છે. આવી રીતે સ્થાનાન્તર થવાથી તેમાં કાંઈક પરિવર્તન થાય છે તે કઠિન થાય છે અને પ્રમાણમાં કમ થાય છે. ત્વચામાં રહેલા આ કાળા રંગ દ્રવ્યનું કાર્ય તાપથી શરીર રક્ષા કરવાનું છે. શરીર ઉપર પડતા પ્રકાશના કિરણોનું શોષણ કર છે તેથી ઉષ્ણ પ્રદેશમાં રહેનારા ખુલ્લા તાપમાં કાર્ય કરનારા અને વાતપ્રકૃતિના પુરુષોની ત્વચા અને નેત્રગોલકમાં તેની અધિકતા જોવામાં આવે છે. **" नेत्राणि चैषां खर धूसराणि "** (વા. શા. અ. ૨) શરીરમાં આ કાળું રંગદ્રવ્ય મહાભૂતનું વાયવીયજન દ્રવ્ય છે. **" वातात् कृष्णम् "** (સુ. ઉ. ૧).

## આલોચક પિત્તનું વર્ણન

**" यद्दृष्ट्यां पित्तं तस्मिन्नालोचकोऽग्निरिति सज्ञा ॥ "** (સુશ્રુત)

જે પિત્ત દૃષ્ટિમાં રહેલું છે તેને આલોચક પિત્ત કહે છે.

દૃષ્ટિ શબ્દથી અહીં દૃષ્ટિપટલ ( Retina ) મા આવેલી મસૂરદલ પ્રમાણ તેજોમયી દૃષ્ટિ ( Fovea centralis ) નું ગ્રહણ કરવું. **" दृष्टिः**

कृष्णतारकान्तर्वर्तिनी मसूरदल मात्रा" (ડ-ટી) આ દૃષ્ટિની રચના તેજોમય ઘટકો (Cones) થી થએલી છે "तेजोदृष्टिरितिख्यातम्" (ડ-ટી) તેથી આ સ્થાનમા દૃષ્ટિ તીવ્ર હોય છે આ તેજોમયી દૃષ્ટિમા એક ખાત (ખાડો) છે તેથી તેને વિવરાકાર દૃષ્ટિ (Fovea centralis) કહે છે "विवराकृतिम्" (સુ ઉ.અ ૭) દૃષ્ટિસ્થમા અગ્ન્યુત્કૃષ્ટ તેજના મૌલિક ઘટકો (Cones) નો અભાવ હોય છે કે ખાતરૂપ દૃષ્ટિનો અભાવ હોય છે તો બાળક જન્મે છે તે જાત્યન્ધ હોય છે

"तत्र दृष्टिभागमप्रतिपन्नं तेजो जात्यन्धं करोति"

(સુશ્રુત શા. અ. ૨)

દૃષ્ટિમા રહેલુ તેજ વધવા ઘટવાના ધર્મથી રહિત છે સર્વકાલે સમ અવસ્થામા રહે છે દૃષ્ટિકાર્ય વખતે જે તેજની ક્ષતિ થાય છે તેટલુ તેજ દૃષ્ટિકાર્ય વખતે પેદા થઈ તેજની સમાનતા જાળવી રાખે છે (Reproduction) "युक्तां तेजोभिरव्ययैरिति, — अव्ययैरिति अव्ययैः उपचयापचयरहितैस्तेजोभिर्विशिष्टा (ડ ટી) વળી જન્મકાલથી મરણ પર્યન્ત દૃષ્ટિનુ પ્રમાણુ ઉમ્મર વધવાની સાથે વધતુ નથી, મસુરદલ પ્રમાણે જ રહે છે "दृष्टिश्च रोमकूपाश्च न वर्धन्ते कदाचन" (સુ શા અ ૪) દૃષ્ટિ અને દૃષ્ટિસ્થાનની રચના ગર્ભના ચોથા માસે થાય છે "चतुर्थमासि कस्यचित् पूर्वकर्मवशाद्दृष्टिभागं चक्षुइन्द्रियाधिष्ठानम्। अप्रतिपन्नमप्राप्तं तेजो जात्यन्ध जन्मान्धं करोति" (સુ શા અ ૨ ડ ટી). આયુર્વેદ શાસ્ત્રમા ઇન્દ્રિયોને ભૌતિક માનેલી છે નેત્રાશ્રિત તેજ (આલોચક પિત્ત) બાહ્ય તેજના યોગથી બનેની યોનિ એક હોવાથી દૃષ્ટિકાર્ય કરવા સમર્થ થાય છે "नेत्राश्रित तेजो बाह्यतेजसा स्वयोनिना योगाच्छत्रभिधाना कर्मण्यं भवति"

(વા શા. અ-૩ અરૂણુ)

"इन्द्रियेणेन्द्रियार्थं तु स्वं स्वं गृह्णाति मानवः ।
नियत तुल्ययोनित्वान्नान्येनान्यमिति स्थितिः ॥" (સુ શા અ ૧)

"भौतिकानि चेन्द्रियाण्यायुर्वेदे वर्ण्यन्ते, तथेन्द्रियार्थाः ।"

(સુ શા ૧)

" यदिन्द्रियं विशेषाद् भूयस्त्वेन यद्ात्मकं यद्भूलारब्धं, तदिन्द्रियं तदात्मकमेव तद्भूतात्मकमेव अर्थं विषयं ग्रहणात्यनुधावति, यत्तेजप्रधान तत्तेजप्रधानविषयं अेव पार्थिवादिष्वपि वान्यम् ॥ "

(ચ સૂ. અ. ૨૮ ચ૰)

પાચજ્ઞાનેન્દ્રિયોમા એક એક ભૂતાધિક વિશિષ્ટ ઐન્દ્રિય દ્રવ્યથી ગ્યાએનુ એક સૂક્ષ્મ પડ (Epithelium) હોય છે તેથી પ્રત્યેક જ્ઞાનેન્દ્રિય પોતપોતના વિષયોને ગ્રહણુ કરે છે Special organ speial epithelium જેમકે-ઘ્રાણેન્દ્રિયનુ ઐન્દ્રિય દ્રવ્ય પૃથ્વી છે તે પાચે જ્ઞાનેન્દ્રિયોના વિષયોમાથી મા ત્ર ગ ધને જ ગ્રહણુ કરે છે કારણુ કે બ નેની તુલ્યયોનિ છે જે જ્ઞાનેન્દ્રિય જે ભૂતથી ઉત્પન્ન થઈ હોય તે તે ભૂતોપકરણુ વિષયને ગ્રહણુ કરે છે

ચક્ષુઈન્દ્રિય તૈજસ હોવાથી નેત્રગત સિરાઓ અને ધમનીઓના દ્રવમા પણુ અધિકે કરીને તેજનુ વહન થાય છે તે તેજ (પિત્ત)થી પોષાય છે આવા કારણે ચાક્ષુષિ રૂપવહા સિરા Ophthalmic artery અને દષ્ટિપટલ ગત રૂપવહા ધમની Retinal artery નુ રુધિર ચમકદાર અને સુવર્ણની રેખા સમાન તેજસ્વી હોય છે આ સિરા અને ધમનીમા આલોચક તેજનુ રક્તની સાથે વહન થતુ હોવાથી ભગવાન નીમિ મહારાજે ચાક્ષુષિ સિરાને રૂપવહાસિરા અને દષ્ટિપટલગત ધમનીને રૂપવહા ધમની સ જ્ઞા આપી, આયુર્વેદ શાસ્ત્રમા વર્ણન કર્યું છે

" तथाच विदेह.-'यथा दोषाः प्रकुपिताः प्राप्यरूपवहेसिरे । दृष्टेरन्तरमाद्यं तु पटल समभिद्रुताः । अेकैकमनुपपद्यन्ते पर्यायात् पटलान्तरम् (મધુ ટી).

"तेजोजलाश्रितं वाह्यम्, (સુશ્રુત ઉ અ ૧) 'तेज इत्यादि । अत्र तेजः शब्देनालोचकतेजः समाश्रयं सिरागतं रक्त बोद्धव्यम्" (ડ ટી)

વાગભટ્ટજીએ નેત્રરોગ સ પ્રાપ્તિમા નેત્રગત સિરા આગ્નેય પિત્ત આલોચક તેજનુ વહન કરે છે તે દ્વારા વાત, કફ અને પિત્ત નેત્રમા પહોચી રોગોને જન્મ આપે છે તેમ ' पित्तानुसारिणः ' વ્યાખ્યાનથી સમજા યુ છે

“ सर्वरोग निदानोक्तैरहितैः कुपिता मलाः ।
अचक्षुष्यैर्विशेषेण प्रायः पित्तानुसारिणः ॥
सिराभिरूर्ध्वं प्रसृता नेत्रावयवमाश्रिताः ।
वर्त्म सन्धिं सितं कृष्णं दृष्टिं वा सर्वमक्षि वा ॥
रोगान् कुर्युः, ” (વા ઉ અ ૧)

નેત્રમાં મોટા ભાગે રક્તવહા સિરાઓ આવેલી છે કારણ કે રક્તમાં અગ્નિગુણ છે 'अग्नितो रक्तम्', 'पित्तस्य योनि रक्तम्'।

નેત્રમાં આવેલા પટલો પંચભૂતની ધાતુ ઉપધાતુઓ (Connective tissue)થી થએલા છે, પણ તેનેમાંથી દૃષ્ટિનું સ્થાન દૃષ્ટિપટલની રચના તેઓથી ભિન્ન પંચભૂતના શુદ્ધ નિર્મળ સાત્ત્વિક દ્રવ્ય (Protoplasm cell) થી થએલી છે, જેને આયુર્વેદમાં પંચભૂતનું પ્રસાદ દ્રવ્ય કે ધાતુ પ્રસાદ દ્રવ્ય કહે છે

સુશ્રુત મહારાજે ઉત્તર તંત્રના સાતમા અધ્યાયમાં '**पञ्चभूतप्रसादजाम्**' એ વ્યાખ્યાન આપી પ્રથમના પંચભૂતાત્મક નેત્રના શારીરથી અલગ પાડી વર્ણન કર્યું છે કારણ કે દૃષ્ટિપટલ જીવનમૂલ દ્રવ્યના ઘટકોથી થએલું છે તેમાં બધી દૃષ્ટિ (Fovea) તો કેવળ માત્ર તૈજસ ઘટકો (Cones) થી બનેલી છે

ચરક ભગવાને આ જીવનમૂલ ઘટક દ્રવ્યને ધાતુ પ્રસાદ દ્રવ્ય સંજ્ઞા આપી વર્ણન કર્યું છે અને તે ઇન્દ્રિયારંભક દ્રવ્ય છે તેમ કહે છે

“पुष्यन्ति त्वाहाररसाद्रसरुधिरमांसमेदोस्थिमज्जशुक्रौजांसि पञ्चेन्द्रियद्रव्याणि धातुप्रसादसंज्ञकानि ॥” (ચ સૂ અ ૨૧)

દૃષ્ટિના પ્રમાણ (માપ) સંબંધે શલ્ય અને શાલાક્ય તંત્રના આચાર્યોમાં થોડી મતભિન્નતા છે શલ્યતંત્રના આચાર્યો કહે છે કે કૃષ્ણમંડલનો નવમો ભાગ દૃષ્ટિમંડલ (Fovea) નો છે અને શાલાક્ય તંત્રના આચાર્યો કૃષ્ણમંડલનો સાતમો ભાગ કહે છે, તે દૃષ્ટિ (Macula lutea) નો છે મધુકોષ ટીકાકારે તેનું સમાધાન કરી નિર્ણય કર્યો છે કે – અહીં દૃષ્ટિમંડલ અને દૃષ્ટિ એના માપો છે વિવરણકારે દૃષ્ટિને–દૃષ્ટિમંડલ કહ્યું છે ( Fovea

centralis). તેનું પ્રમાણ નવમાંશ છે. અને દૃષ્ટિ એટલે Macula lutea નું પ્રમાણ કૃષ્ણમન્ડલથી સપ્તમાંશ છે. "तारका नवमांशोदृष्टिमण्डलं शल्यतंत्राभिहितं प्रमाणं, शालाक्यतंत्र प्रमाणं तु मसूरदलमात्रमेव भवति॥ (સુ. ઉ. અ-૭૫ ડ. ટી.)

"ननु, ओवमातुरोपक्रमणीयोक्तं, द्वयङ्गुलायतं नयनं, नयन त्रिभागपरिमाणा तारका नवमस्तारकांशो दृष्टिमण्डलम् इति विरुध्यते। उच्यते. तत्रमण्डलाभिधानेन मण्डल सहिता या दृष्टिरुक्तिः, अत्र तु मण्डल रहिता या इति; मतभेदाद्वा न विरोधः, तारकानवमांशो दृष्टिरिति शल्यमतं, तारका सप्तमांशो दृष्टिरिति शालाक्य सिद्धान्तेन" (મધુ-ટીકા)

## બુદ્ધિ વૈશેષિક આલોચક પિત્તનું વર્ણન

### (ભગવાન રુદ્રે ખોલેલું તૃતીય લોચન)

### સ્થાન

ભેલ સંહિતાકારે આલોચકપિત્ત બે પ્રકારનું કહ્યું છે. (૧) ચક્ષુવૈશેષિક પિત્ત (૨) બુદ્ધિ વૈશેષિક પિત્ત. ચક્ષુ વૈશેષિક પિત્તનું વર્ણન આપણે આગળ કર્યું. તેનું સ્થાન ચક્ષુ ઇન્દ્રિય છે. જ્યારે બુદ્ધિ વૈશેષિક પિત્તનું સ્થાન મસ્તકમાં આવેલા શૃંગાટક ક્ષેત્રના બંને ભ્રૂવોની વચમાં બતાવે છે.

કર્મ:– આધ્યાત્મિક સૂક્ષ્માતિસૂક્ષ્મ અર્થોનું જ્ઞાન આ બુદ્ધિ વૈશેષિક પિત્ત કરાવે છે. યોગીઓ ધ્યાન અને પ્રત્યાહાર (ઇન્દ્રિયોના વિષયોની નિવૃત્તિમાં) તેનો ઉપયોગ કરે છે; યોગિઓનું આ ત્રીજું લોચન છે.

"तत्र चक्षुर्वैशेषिक नाम आत्ममनसोर्मंनिकर्षात...चक्षुगा वैशेष्यमुत्पादयति. बुद्धिवैशेषिकोनाम यो भ्रुवोर्मध्ये शृंगाटकास्थः सुसूक्ष्मानर्थानध्यात्मकृतान् गृह्णाति, गृहीतं स्मरति प्रत्युत्पन्नं कृत्वाऽनागतं प्रार्थयति ध्याने प्रत्याहारे योजनाच्च बुद्धिवैशेष्यमुत्पादयति" (भे. सं. शा. अ. ४)

દક્ષ પ્રજાપતિના અપમાનથી ક્રોધ પામેલા ભગવાન રુદ્રે પોતાનું ત્રીજું આગ્નેય નેત્ર ખોલ્યું અને ક્રોધ થતાં તે મસ્તકમાં રહેલા આગ્નેય નેત્રની ઉષ્મા પેદા થઈ. તે ઉષ્માને નિઃશ્વાસ દ્વારા પોતાના શરીરમાં લાવી બહાર કાઢી તેમાંથી એક અગ્નિરૂપ બાણ પ્રગટ થયો. જે સૃષ્ટિમાં જ્વર-નામે પ્રસિદ્ધ થયો. એ જ આ બુદ્ધિ વૈશેષિક આલોચક પિત્ત જાણવું.

"रुद्रकोपाग्नि संभूतः (सु. उ. अ. ३९) इत्युक्तम्-क्रुद्धेन रुद्रेण ललाटे तृतीयमाग्नेयं चक्षुः सृष्ट्वा ततोऽप्याग्नेयो बाण निर्मितः । यदाह चरकः, सृष्ट्वा ललाटे चक्षुर्वै दग्ध्वा तानसुरान् प्रभुः ॥

(माध. नि. मधु. टीका)

કપિલમુનિએ પણ આવાં આગ્નેય તૃતીય લોચનના પ્રલયાગ્નિ સમાન અગ્નિથી સગર રાજાનાં પુત્રોને ભસ્મિભૂત કર્યા હતા.

" कपिलस्यद्वारे तुरगमपश्यन् तं मुनिं च ते भृशं निरभर्त्सयन् । क्रुद्धो मुनिरात्मनो नेत्राभ्यामुत्पन्नेन तान् सर्वानदहत् ॥ "

ઋગવેદમાં આ બુદ્ધિ વૈશેષિકપિત્તને મૂર્ધાગ્નિ કહી વર્ણન કર્યું છે. "अग्नि मूर्धा दिवः ककुत्पतिः पृथिव्या अयम् । अपां रेतांसि जिन्वति

(ऋ. मं. ८. सू. ४४. ऋ. १६)

શરીરમાં તેજ, ક્રોધ, ઉષ્મા, નેત્ર અને જઠરાગ્નિ એ પાંચ અગ્નિથી ઉત્પન્ન થાય છે. ક્રોધથી પિત્ત (ઉષ્મા) વધે છે "क्रोधात् पित्तम्". ઉષ્મા પિત્તવગર હોતી નથી "उष्मापित्तादृते नास्ति". જ્વરમાં જઠરાગ્નિની ઉષ્મા શરીરમાં પ્રસરી શરીર ગરમ કરે છે જ્યારે ક્રોધ એ માનસિકવેગ હોઈ ક્રોધથી મૂર્ધાગ્નિ-બુદ્ધિ વૈશેષિક પિત્તથી ઉષ્મા વધે છે. ક્રોધથી મસ્તકમાં રહેલા પિત્તનો સ્રાવ વધે છે તેથી શારીરોષ્મા વધે છે. સાથે શ્વાસ-નિઃશ્વાસની ક્રિયા પણ વધે છે.

ભેલ સંહિતાકાર આ પિત્તનું સ્થાન "श्रृंगाटक" બતાવે છે. ઋગવેદમાં મૂર્ધા-મસ્તક બતાવે છે. શ્રૃંગાટક પણ મસ્તકમાં જ આવેલું સ્થાન વિશેષ છે. આધુનિકો જેને મસ્તિષ્કમૂલપિન્ડ Basal Ganglia

કહે છે તેના બ્રહ્મગુહા ( Third ventricle ) ના કન્દાધરિક ભાગ ( Sub-thalmic region ) ને શ્રૃંગાટક કહે છે. બે આન્નાકંદો (Tholmic) ની વચ્ચે એક ન્હાની ત્રિકોણાકાર ગુહા આવેલી છે, જેને બ્રહ્મ ગુહા કહે છે. બેઉ આન્નાકંદોની વચ્ચેના ખાડામાં એક ચણા જેવડી રતાશ પડતા ભુરા કાળા રંગની ગ્રંથી (pineal Gland) આવેલી છે તે બુદ્ધિ વૈશેષિક પિત્તનું સ્થાન છે. આ ગ્રન્થિ પિત્તનો સ્રાવ કરે છે, યોગિઓએ આટલા ભાગને " ષટ્ચક્ર " નિરૂપણમા આજ્ઞાચક્ર નામથી વર્ણન કર્યું છે. વળી આ મનનું સ્થાન છે તેમ કહે છે, " વળી યોગીઓનું ત્રીજું લોચન કહેવાય છે." " हंक्षित्यक्षरयुग्मकं द्वयदलं रक्ताभमात्रांबुजम् "

( યોગકલ્પદ્રુમ )

" शिरस्तालत्रन्तर्गतं सर्वेन्द्रिय परं मनः । तत्रस्थं तद्धि विषया निन्द्रियाणां रसादिकान् ॥ समीपस्थात् विजानाति त्रीन् भावांश्च नियच्छति । तन्मनः प्रभवश्चापि सर्वेन्द्रियमयं बलम् । कारणं सर्व बुद्धीनां चित्तं ह्रदयसंस्थितम् क्रियाणांश्चेतरासां च चित्तं सर्वस्यकारणम् ॥ "

( भे. सं. उन्माद. चि )

આ મૂર્ધાગ્નિ પાંચભૌતિક દેહને પામીને પ્રકાશમય વિજ્ઞાન ધાતુ રૂપ થાય છે. આ વિજ્ઞાનમય અગ્નિ ચિદાત્માને આશ્રયે રહેલો હોવાથી શરીરને ચેતનાવાળું કરે છે (જ્ઞાનવાળું કરે છે). શરીરનું રક્ષણ કરતો મસ્તકમાં રહેલો છે. એ વિજ્ઞાનરૂપ અગ્નિ પ્રાણોનું ધારણ કરે છે. તેને ' જીવ ' કહે છે. વાયુથી અગ્નિની સ્થિતિ (જીવંત અવસ્થા) દેહમાં થાય છે. પ્રાણસંજ્ઞક વાયુ મસ્તક અને અગ્નિ એ બન્નેમાં રહેલો છે. 'प्राणोऽग्नमूर्धगः' એ બંનેમાં રહીને દેહને ચેષ્ટાયુક્ત કરે છે. એ પ્રમાણે પ્રાણ તથા તેજના સમુદાય રૂપ જીવ દેહધારી સર્વ પ્રાણીઓનો આત્મા છે તથા તેજ ઉપાધિ સહિત થવાથી પ્રાણીના મનરૂપ બુદ્ધિરૂપ, અહંકારરૂપ, પ્રાણરૂપ અને શબ્દાદિ વિષયરૂપ થાય છે. એ રીતે શરીરમાં અને બહાર રહેલું સર્વ ઈન્દ્રિયાદિ, પ્રાણવાયુવડે ગતિમાન થાય છે. વાયુ જીવપણાને પામ્યા પછી દેહ, ઇન્દ્રિયાદિ સર્વ સમાનવાયુ વડે ચેષ્ટા પામે છે, અર્થાત્ એ પ્રાણવાયુ જ સમાનરૂપે થઈ અગ્નિની સમીપે રહે છે માટે વાયુ જ વિજ્ઞાનમય જીવને ધારણ કરી રાખનારો છે. શ્વાસોચ્છ-

વાસ્ત્પ વાયુનો રોધ થવાથી તે નાશ પામે છે એટલે અંત્ય થવ છે ત્યારે દેહ અચેતન થઈ પૃથ્વી ઉપર પડે છે તથા પૃથ્વીમા લય પામી જાય છે. અગ્નિ વાયુના આધારે રહેલો હોવાથી તે પણ વાયુની સાથે જ જાય છે અને આકાશનો ભાગ આકાશમા મળી જાય છે આ પ્રમાણે વાયુ, અગ્નિ અને આકાશ એ ત્રણ ભૂતો એકત્ર થઈને રહે છે ત્યારે જળ અને પૃથ્વી એ બને ભૂતો પૃથ્વીમા રહે છે સ્થાવર અને જંગમના દેહો એ જ ગતિ થાય છે

મૂર્તિમાન દેહધારીના દેહના આ ત્રણ તત્ત્વો આકાશ વાયુ અને અગ્નિ મૂર્તિ રહિત છે તેથા જ્યા આકાશ રહે છે ત્યા વાયુ રહે અને જ્યા વાયુ રહે છે ત્યાજ અગ્નિ પણ રહે છે **"वातसखोऽग्नि"** જ્યારે આત્મા દેહનો ત્યાગ કરે છે ત્યારે શરીરનો અગ્નિ શાંત થાય છે, દેહમા અગ્નિની ઉષ્ણતા રહેતી નથી અને રૂપગ્રહણ થતુ નથી એમ થાય છે ત્યારે દેહ મરણ પામે છે

ચરક સંહિતામા ચાર પ્રકારના પિત્તનુ વર્ણન કરેલુ છે, પાચક, આલોચક, ભ્રાજક અને સાધક રંજકપિત્તનુ કાર્ય બીજા પિત્ત જેવુ જોવામા નહિ આવતુ હોવાથી રંજક પિત્તનુ વર્ણન કર્યું નથી (ચક્રપાણી)

"अग्निरेव शरीरे पित्तान्तर्गत कुपिताकुपित शुभाशुभानि करोति, तद्यथा—पक्तिमपक्ति दर्शनमदर्शन मात्रामात्रत्वम् ऊष्मण. प्रकृति विकृति वर्णो शौर्यं भय क्रोधं हर्षं मोह प्रसादमित्येवमादीनि चापराणि द्वन्द्वानीति ॥ पितान्तर्गत इति वचनेन शरीरे ज्वालादि युक्तवन्हिनिषेधेन पित्तोष्मरूपस्य वन्हे सद्भाव दर्शयति, नतु पित्तादभेदम् ( च सू अ १२ चक्रपाणि )

## પિત્તપ્રકૃતિવાળા મનુષ્યના નેત્રો

तनूनि पिङगानिचलानि चैषा
तन्वल्पपक्ष्माणि हिमप्रियाणि ॥
क्रोधेन मद्येन रवेश्च भासा
राग व्रजन्त्याशु विलोचनानि ॥

પિત્ત પ્રકૃતિવાળા મનુષ્યની આંખો ઝીણી, પિંગલવર્ણની, ચલ, પાંપણો પાતળી અને થોડી હોય છે આપને ઠંડા પદાર્થો ગમે છે ક્રોધ કરે, દારૂ પીએ અને સૂર્યના તાપમા તેની આંખો એકદમ લાલ થઈ જાય છે

પિંગલ વર્ણવાળા નેત્રોના દષ્ટિમન્ડલ (Iris) માહે રગદ્રવ્યની ખામી હોય છે અને રગના કણો કાંઈક પીળા રગના હોય છે **पित्तोऽत्यर्थं प्रदुष्टे तु नेत्रयोः पिङ्गलाक्षिता** (ચ શા અ ૮ ચક્રપાણિ) કૃષ્ણમન્ડલ (Cornea) અને શ્વેતપટલ (Sclera) નાના હોવાથી આંખો નાની દેખાય છે પોપચામા આવેલા શ્લેષ્મોત્પાદક પિન્ડો કે જેઓ પાંપણોના વાળોનુ પોષણ કરે છે તે કમ ઉત્પન્ન થાય છે એટલે પાંપણોના વાળો કમ અને ટૂંકા હોય છે

પિત્ત પ્રકૃતિવાળા નેત્રો પ્રકાશને ઓછો સહન કરી શકે છે, કારણ કે પ્રકાશનુ શોષણ કરનાર કાળુ રગ દ્રવ્ય દષ્ટિમન્ડલ અને કૃષ્ણપટલમા ઓછુ હોય છે તેથી પ્રકાશના કિરણોને શોષણ કરવાનુ કાર્ય સપૂર્ણપણે થતુ નથી, અને દષ્ટિપટલ ઉપર જતા વધારે પ્રકાશથી નેત્રને ત્રાસ ઉપજે છે અને પ્રકાશાસહ્યતા જણાય છે થોડાક વધારે પ્રકાશથી નેત્રો રાતા થઈ જાય છે પિત્તનો પ્રકોપ કરનારા, ક્રોધ, મદ્યાદિ પદાર્થોના સેવનથી રક્તવાહિનીઓ તત્કાલ રક્તપૂર્ણ થાય છે, જે સ્પષ્ટ નેત્રશ્લેષ્માવરણમા દેખાઈ આવે છે આંખો રાતી દેખાય છે તેવા પુરુષોને શીતળ અને ઠંડા પદાર્થો બહુ પ્રિય હોય છે

## પિત્ત કફ પ્રકૃતિવાળાનાં લક્ષણો

पित्त कफयुतयस्य निर्मल भाति लोचने ।
हरिपिङ्गलसज्ञे वै जायते तस्य लोचने ॥

કફ અને પિત્તના મિશ્રણથી હરિત અને પિંગળા મિશ્ર વર્ણની રગ ધાતુ ઉત્પન્ન થઈને દષ્ટિમન્ડલમા તેના કણો લાગે છે તેથી તેવા પુરુષના નેત્રો હરિત પિંગલ વર્ણના દેખાય છે

## રક્ત કફ મિશ્ર પ્રકૃતિ પુરુષનાં નેત્ર

रक्त कफयुत यस्य यदा व्रजति लोचने ।
कपोतनीले नयने रक्ते वा जायते नृणाम् ॥

રક્ત અને કફ મિશ્ર પ્રકૃતિવાળા પુરુષના નેત્ર કપોત, નીલ અને રક્તવર્ણવાળા હોય છે

"तत्र तेजोधातुः सर्ववर्णानां प्रभवः ॥ (સુ શા અ ૭)
સઘળા વર્ણનું મૂળ કારણ તેજ નામનું ત્રીજું મહાભૂત છે

'तत्र दृष्टिभागमप्रतिपन्नं तेजो जात्यन्धं करोति, तदेवरक्तानुगतं रक्ताक्षं पित्तानुगतं पिङ्गाक्षं श्लेष्मानुगतं शुक्लाक्षं वातानुगतं विकृताक्षमिति ॥" (સુ શા અ ૭)

## શ્રેષ્ઠ નેત્રના લક્ષણો

नेत्रे व्यक्तासितसिते सुबद्धघनपक्ष्मणी ॥

નેત્રનો કાળો ભાગ તે કાળો અને ધોળોભાગ તે ધોળો હોય તેમાં બીજા વર્ણો હોય નહિ અને સ્પષ્ટ દેખાઈ આવે એવા બને પોપચા સારા, સન્ધિઓવાળા તથા પાંપણના વાળો ઘાટા હોય તે નેત્રો શ્રેષ્ઠ સમજવા

## પિત્તજ રોગની ચિકિત્સા

**विरेचनं पित्तहराणाम्**– પિત્તનું હરણ કરવામાં વિરેચન એ પ્રધાન ઉપાય છે કારણ કે તે વિરેચન આરંભથી જ પિત્તના મુખ્યસ્થાન ગ્રહણીમાં પ્રવેશ કરી કેવલ વિકાર કરનારા પિત્તના મૂળને નીચેથી બહાર ખેંચી કાઢે છે એ આમાશય (ગ્રહણી)માં રહેલું વૈકારિક પિત્ત જો જીતાય છે તો શરીરની અંદર ગએલા બીજા બધા પિત્તના વિકારો અત્યંત શાન્તિ પામે છે જેમ અગ્નિ દૂર થતા કે ઓલવાતા આખું એ અગ્નિ ગૃહ શીતલ થાય છે

"विरेचनं तु सर्वोपक्रमेभ्यः पित्ते प्रधानतमं मन्यन्ते भिषजः (ચરક) પિત્તની સામાન્ય ચિકિત્સા મધુર, કડવા તુરા રસવાળા, શીતળ ઔષધો તથા આહારોથી કરવી તેમજ પિત્તને દૂર કરનારા સ્નેહો, વિરેચનો (ત્રિફલાદિ), પ્રદેહો, સિંચનક્રિયાઓ, અભ્યંગ અવગાહન આદિથી ઋતુ માત્રા કાળને જાણીને તેને અનુસરીને ચિકિત્સા કરવી

## પિત્તનું શમન

तिक्तस्वादुकषायशीतपवनच्छायानिशाजीवनम् ।
ज्योत्स्नाभूमहवारियन्त्रजलजस्त्रीगात्रसंस्पर्शनम् ॥
सर्पिः क्षीर विरेकस्त्रावरुधिरःशीतं प्रलेपादिकम् ।
पानाहारविहारभेषजमिदं पित्तं प्रशान्तिं नयेत् ॥

## તેજ અને તેજની ક્ષીણતા .

**तेजोऽप्याग्नेयम्**,– તેજ પણ આગ્નેય પદાર્થ છે. રૂપ, લાવણ્ય, ચક્ષુ ઈન્દ્રિય, વર્ણ, સંતાપ (શારીરોષ્મા), તેજસ્વીતા, આહારપાક, ક્રોધ, તીક્ષ્ણતા, શૌર્ય એટલા તેજના ગુણો છે.

**તેજની ઉત્પત્તિ**– "क्रमशः पच्यमानानां धातूनामभिनिर्वृत्त-मन्तरस्थं स्नेहजातं वसाख्यं स्त्रीणां विशेषो भवति ॥" (સુ.મૃ-અ.૧૫)

અનુક્રમે પાકતી સાતે ધાતુઓમાંથી બનતો 'વસા' એ નામનો સ્નેહ કે જે શરીરમાં રહે છે તે તેજ છે.

પુરુષોમા પણ આ વસા નામનો તૈજસ પદાર્થ હોય છે. તેનો મોટો ભાગ માંસધાતુમાથી પેદા થાય છે અને માસની ઉપધાતુ ગણાય છે, "**मांसाद्वसात्वक्**" જેવી રીતે 'ઓજ' (Glucose) માંસ ધાતુનું પરમતેજ–દૈવત છે તેવું જ અને તેટલું જ આ વસા દ્રવ્ય માસ ધાતુનું દૈવત છે. માંસ ધાતુને જેવી અને જેટલી જરૂર ઓજની છે, તેવી અને તેટલી જરૂર આ વસાની પણ છે. ઓજ સોમાત્મક–(કફ જેવો) છે, જ્યારે વસા આગ્નેય પદાર્થ છે.

"वसा मज्जा च वातघ्नी बलपित्तकफप्रदा" (હારિત)

ચિકિત્સા કલિકા ટીકાકારે ત્રણ પ્રકારના બલનું વર્ણન કર્યું છે તેમા તેજને પણ બળ માનેલ છે. અને તેજ એટલે વસા કહે છે **तस्य बलं किमुच्यते ? बलमोजस्तेज इति त्रिविधम्** ॥ (ચિ. ક. ટીકા)

બલનાં લક્ષણો માંસની દૃઢતા, શરીર વાણી અને મનના વ્યાપારોની અપ્રતિહત શકિત છે.

સ્ત્રીઓના શરીરમાં કોમળતા, સુકુમારપણું, કોમળરૂવડાં અને અલ્પ ઉત્સાહ, દૃષ્ટિ, સ્થિરતા અન્નાદિકનું પાકવું, કાન્તિ, દીપ્તિ અધિક હોય છે તેનું કારણ વસા નામનો સ્નેહ છે.

ધાતુઓમાં ક્રમે પાચન થઈ અન્તે જે સ્નેહદ્રવ્ય-વસા ઉત્પન્ન થાય છે તેમાં મેદનું વહન કરનારા સ્રોતો (Supra renal glands) નું કાર્ય છે. પ્રત્યેક ધાતુમા આ મેદોવહ સ્રોતોનો અંતઃસ્રાવ ( Adrenalin to Cortin ) પહોચી ધાત્વાગ્નિ વ્યાપારમા સહાયક થાય છે અને ધાતુઓમાં રહેલા સ્નેહ-દ્રવ્ય-વસાને ઉત્પન્ન કરે છે. આ મેદોવહ સ્રોતોને અધિવૃક્ક ગ્રંથિ કહેવામા આવે છે. ઉપરી ભાગ (Cortex) માંથી એક બહિર સ્રાવ તૈજસ દ્રવ્ય ( Cortin ) પેદા થાય છે અને અંદરના ભાગમાંથી એક સ્રાવ તૈજસ દ્રવ્ય ( Adrinelin ) પેદા થાય છે. પ્રથમનો તૈજસ પ્રદાર્થ મેદ ધાતુમાં અગ્નિ વ્યાપાર અને બીજો સ્રાવ માંસ ધાતુમાં ધાત્વાગ્નિ વ્યાપારમાં સહાયક થાય છે તેમ જણાય છે. " **मेदोवहे द्वे, तयोर्मूलं वृक्कौ कटीच ॥**

( સુ. શા. અ. ૯ )

"**तत्र विद्धस्य स्वेदागमनं स्निग्धाङ्गता तालुशोषः स्थूलशोफता पिपासा च ॥**" (સુ. શા. અ. ૯) આ સ્રોતને આકસ્મિક કારણે હાનિ પહોંચતા તેનું કાર્ય વધે છે. તેમાંથી સ્રવતા રસો વધી પડે છે, જેથી રોગીને સ્વેદ આવે છે. (મેદના ભાગને છુટા પાડે છે) અંગોમાં સ્નેહ દ્રવ્ય વધે છે તેથી અંગો સ્નિગ્ધ થાય છે, તાળવું સુકાય છે, શરીર સ્થૂલ (જાડું) મેદવાળું થાય છે. અને તરસ લાગે છે, જેથી જણાય છે કે આ સ્રોતના સ્રાવો આગ્નેય છે.

વસા શરીરમાં શક્તિ અને ઉષ્ણતા પેદા કરે છે, અધિક પ્રમાણમાં સેવન કરવાથી મેદ સંચિય શક્તિ ( Reserve energy ) નું કાર્ય કરે છે. કાર્બોહાઇડ્રેડની અપેક્ષા વસાથી અઢીગણી અધિક શક્તિ ઉત્પન્ન થાય છે. ઘી, માખણ સ્થાવર જંગમ તેલ, બદામ પિસ્તાં, અખરોટ ઈત્યાદિના ગર્ભમાં વસા અધિક પ્રમાણમાં જોવામાં આવે છે.

વસા અને તેલના પાચન માટે શોષણમાં પિત્ત ખૂબજ આવશ્યક વસ્તુ છે, પિત્તના સંયોગથી સમાનવાયુના આશય (Pancrease) નાં રસો

વિશ્લેષણ શક્તિ વિશેષ કરીને વધે છે. જ્યારે પિત્ત ઓછું બને છે. યા કોઈ કારણથી આંતરડાં (પક્વાશય)માં પહોંચતું નથી ત્યારે વસાનું બરાબર પાચન નહિ થતાં વિષ્ટા દ્વારા શરીરની બહાર નીકળે છે, જુઓ તેજની વ્યાપત્‌ નામની ક્ષીણતા. "कार्श्यं मंदवन્हिताधस्तिर्यकृच्युति व्याप्तौ॥"
(સુ. સૂ. અ. ૧૫)

Fat:- Unused fats are deposited as adipose tissue where they are stored for future use, representing a very Concentrated store of Chemical enegy, ready to be changed in to heat when the body needs it. Sugar is meessary for the coversion of fat into heat. Unused sugar is stored in the liver as glycogen.
(Tabers medical die.)

વસા સ્નેહદ્રવ્ય છે સ્નેહદ્રવ્યગ્લીસરીન અને ફેરી એસીડના સંયોગથી બને છે. રાસાયણિક દષ્ટિએ આ પ્રકારના સ્નેહને તેલ કહે છે. જેમાં હલકા પ્રમાણમાં ફેરી એસીડ હોય છે; તેથી તે સ્નેહ પાતળી હોય છે. જેમાં ઉચ્ચ પ્રમાણમાં ફેરી એસીડ હોય છે તે વસા કહેવાય છે; તેથી વસા કાંઈક ઘાટી હોય છે.

વસાક્ષયનાં કારણો :— તુરાં, કડવાં, ઠંડા, રૂક્ષ તથા ઝાડાની અટકાયત કરનારા અન્નાદિકથી, મૂત્રાદિના વેગોને રોકવાથી, અતિમૈથુનથી, અત્યંત કસરતથી, વ્યાધિઓથી અને ઉપવાસોથી એ તેજ વસાની ક્ષીણતા થાય છે.

ઓજસની વિસ્રંસ વ્યાપત અને ક્ષય એ ત્રણ અવસ્થાઓની પેઠે તેજની પણ વિસ્રંસ, વ્યાપત્‌ અને ક્ષય એવી ત્રણ અવસ્થા થાય છે.

## વસાની વિસ્રંસ અવસ્થાનાં લક્ષણો

"पारुष्य वर्णभेद तोदनिष्प्रभत्वानि विस्रंसने भवति ॥"
(સુ. સૂ. ૧૫)

કઠોરપણું, વર્ણનું બદલાવું (Pigmantary degenaration) તોદ કાન્તિ રહિતપણું એટલા લક્ષણો થાય છે. "तेजोधातुःसर्व वर्णाना प्रभवः"

## તેજની વ્યાપત્ અવસ્થાનાં લક્ષણો

" कार्श्यं मन्दाग्निताधस्तिर्यक्रुत्युतिर्व्यापत्तौ ॥ "

શરીરની દુર્બળતા, અગ્નિનીમંદતા અને મૂત્ર તથા વિષ્ટામાં વસાનું નીકળવું વ્યાપત નામની ક્ષીણતાથી થાય છે.

## તેજની ક્ષય અવસ્થાનાં લક્ષણો

" दृष्ट्यग्निबल हान्यनिलप्रकोपमरणानि क्षये ॥ "

વ્યાપતમાં અગ્નિની મંદતા હોય છે. જ્યારે ક્ષયમાં અગ્નિ અત્યંત હણાય છે. વળી દૃષ્ટિમાં રહેલ આલોચક તેજની પણ ક્ષીણતા થાય છે અને લાંબે વખતે દૃષ્ટિનાશ થાય છે. વસાક્ષયથી વાયુનો પ્રકોપ થતાં (Nervous System) વાતતંત્ર બગડે છે.

આ વ્યાધિમાં :– સ્વતંત્ર નાડીમંડલ (Sympathetic nervous-system) અને પચન સંસ્થાન (Digestive system) બગડે છે.

## ચિકિત્સા

" स्नेहपानाभ्यङ्गप्रदेह परिषेकस्निग्धलघ्वन्नानि क्षये विदधीत ॥ "

સ્નેહપાન, અભ્યંગ, લેપ, હલકા પરિષેકો કરવા, સ્નિગ્ધ અને હલકાં અન્નો જમાડવાં.

હોય તો મધુર છે. વિદગ્ધ થાય છે ત્યારે કફ ખારો થાય છે. આ કફના ગુણો છે (સુશ્રુત).

> " श्लेष्मा श्वेतो गुरुः स्निग्धः पिच्छिलः शीत अेव च ।
> मधुरस्त्वविदग्धः स्यात् विदग्धो लवणः स्मृतः ॥ "

કફનાં ઘણાં સ્વરૂપો છે. તેમાં પ્રધાનપણે કફ, રસ અને ઉદક (જલ) ગણાય છે. આ ત્રણ સૌમ્ય ધાતુરૂપ પદાર્થોનો મોટો જથ્થો શરીરમાં છે. આ ધાતુઓના શોષણથી તરસ પેદા થાય છે. રસમાં જલનો મોટોભાગ હોવાથી તેને આમ્યરસ કહે છે. " अम्बु पुनराहारपाकजो व्यापी रसधातुः " (ડ. ટી).

કફ એ પાશ્ચાત્ય વૈદ્યકનાં Glycogon અને Glucoseને કહે છે, વળી તેને શ્લેષ્મણ ઓજ પણ કહે છે. ગ્લુકોઝ-દ્રાક્ષૌજ. (૧)

ઉદક એ જલનું વહન કરનારા સ્રોતો કે જેઓ આહારપાક પછી કફના મળ (Limph) રૂપે પૃથક થાય છે. આ જમણી જલવહા સિરાઓ કહેવાય છે. (Right lymphalic System) પ્રધાન અંગ ક્લોમ છે.

> " प्राकृतस्तु बलं श्लेष्मा विकृतो मल उच्यते ।
> स चैवौजः स्मृतः काये सच पाप्पोपदिश्यते ॥ (ચ.સૂ. ૧૮)

વાગભટ્ટજીએ ચરક મતને અનુસરી ધમનીઓમાં વહેતા દ્રવને રસાત્મક ઓજ સંજ્ઞા આપી છે. ચરક ભગવાને ધમનીઓને ઓજો વહા કહી છે.

> " रसात्मकं वहन्त्योजस्तन्निबद्धं हृचेष्टिते ॥ " (વા.શા. અ.૩)

સુશ્રુત મહારાજે ઉદકવહસ્રોતો (બે સ્થૂલ અને પ્રધાનસ્રોતો)નું વર્ણન કર્યું છે. જેમાં ઉપર જણાવ્યા પ્રમાણે જલવહાસ્રોતોનું મૂલ-જમણું ફેફસું જલવાહિ સિરાઓ સહિત (Right lung with right lymphatic sy.) ગણાવે છે. અને બીજું મૂલ-તાલુ બતાવે છે કે જે મસ્તકના તાલુ મૂલમાં આવેલા જતૂકાસ્થિ (Sphenoid bone) ઉપર આવેલી સુધાસ્રાવી ગ્રન્થિ (Pituitary body)નું છે. જે ગ્રન્થિ કફનું સ્રાવણ કરે છે.

"उदकवहे द्वे, तयोर्मूलं तालु क्लोमच ॥" (સુ. શા. અ. ૯).
સમાધિ કાલે યોગિઓ આ રસનું પાન કરી પુષ્ટિ મેળવે છે. અને નિરોગી રહે છે.

"अमृतात्मास्थितो नित्यं तालुमूले च चन्द्रमा ॥" (ગોરક્ષ પદ્ધતિ)
"पवनात्तु शिरः कमलस्थामृतमाहृत्यधातुसंतर्पणं करोति ॥"
(આ. સૂ. પ્ર. ૩. સૂ. ૮૮. યોગાનંદ)

"अधस्तु दक्षिणे भागे हृदयात् क्लोम तिष्ठति । जलवाहिसिरामूलं तृष्णाच्छादनकृन्मतम् ॥ (ભાવપ્રકાશ).

"दक्षिणाश्रितं यकृत् समीपे क्लोम संज्ञकम् ॥" (ટી.ટી).
"तस्याधो वामतः प्लीहा फुप्फुसश्च दक्षिणतो यकृत्क्लोम च ॥"
(સુ. શા. અ. ૪ હૃદય વર્ણનમાં)

"क्लोम उदकवह स्रोतोमूलं हृद्दक्षिणतो मांसग्रन्थिः ॥"
(હેમાદ્રિ)

કફનું વિશેષ સ્થાન– "कफस्य सुतरामुरः" (વાગ). ઉરઃ સ્થાનમાં આવેલા ઉપાંગો જેવાં કે કંઠનાડી (Trachea) અને તેની બે શાખાઓ, કુકુસીવા (હૃદયનાડી–હૃદય તરફની શાખા–ડાબુ) અને જમણી કલોમ શાખા ફુપ્ફુસાન્તરલ પ્રદેશમાં પુષ્કળ પ્રમાણમાં શ્લૈષ્મિક ગ્રન્થિઓ (Lymph glands) આવેલી છે, જે કફનો સ્રાવ કરે છે.

તે સિવાય–કણ્ઠમાં રસન કફ, શિર–મસ્તકમાં તર્પક કફ, પર્વો સન્ધિઓમાં શ્લેષ્મક કફ, આમાશયમાં કલેદન કફ, મેદમાં જળનો ભાગ, ઘ્રાણ–નાસિકામાં અને જીભમાં રસન કફ એ બધાં કફના સ્થાનો છે. જીહવામૂલ અને કણ્ઠની વચમાં રસન કે બોધક કફ કહે છે તે શ્લેષ્મ ગન્ડ (thyroid gland) કહેવા માગે છે. યોગશાસ્ત્રમાં તેને વિશુદ્ધ ચક્ર કહે છે.

"पत्रैः सस्वरषोडशैः शशधरज्योतिः विशुद्धाम्बुजम् ॥"
(યોગ કલ્પ દ્રુમ)

પકવાશય, ગ્રહણી–આમપકવાશય–નાભિ અને ઉરઃ એ ત્રણ ક્રમે વાયુ, પિત્ત અને કફ એ દોષના સ્થાનવિશેષો પ્રધાનપણે છે. પણ તે સિવાય બંને સ્તનના વચલા પ્રદેશથી નાભિ પર્યન્તમાં ત્રણ દોષનાં સ્થાનો છે કે જ્યાં દોષની પ્રથમ દુષ્ટિ થાય છે. તેમાં કફનું સ્થાન આમાશય (Stomach) કે જ્યાં આહારનો મધુર પાક થાય છે અને આહારમાં કફની વૃદ્ધિ થાય છે. બીજું પિત્તનું સ્થાન ગ્રહણી કે જ્યાં આહારનો તૃતીય પાક થાય છે અને આહાર કટુભાવ–તીખાપણાને પામે છે અને વાયુની વૃદ્ધિ થાય છે. તે સિવાય ગ્રહણી અને આમાશયની મધ્યમાં હોજરીના નીચેના ભાગમાં બીજો પાક થાય છે તે અમ્લપાક થાય છે અને પિત્તની વૃદ્ધિ થાય છે. ગ્રહણીમાં જે આહાર કટુભાવને પામે છે અને વાયુની વૃદ્ધિ થાય છે. તેમાં પ્રધાનતા સમાન વાયુની છે તેથી વાયુવૃદ્ધિ થાય છે, તે વાયુ અગ્નિની ઉષ્માને ધારણ કરી આહારપાક કરે છે, તેથી અનિલોઅગ્નિ કહેવાય છે, એટલે ગ્રહણી અને તેની પાસે જ નાભિમાં આવેલું સમાનવાયુનું સ્થાન (Pancreas) છે. પેન્ક્રીઆઝ એજ વાતાશય અહીં સમજવું. **नाभेश्चक्रे भ्रमति परितो जीवभूतः समानः ॥"** (હંસરાજ, નિ.)

" मिथ्याहार विहाराभ्यां दोषाह्यामाशयाश्रयाः ।
बहिर्निरस्य कोष्ठाग्निं ज्वरदाः स्यूरसानुगाः ॥ " (ભાવ. પ્ર.)

પ્રથમ દોષની વૃદ્ધિ અને દુષ્ટિ આમાશયસ્થ દોષના સ્થાનોમાં થતી હોવાથી સુશ્રુત મહારાજે આમાશયસ્થ ક્લેદન કફથી ગણના કરી છે. નિષ્ટાપાક પછી ઉત્પન્ન થએલા વાતાદિ દોષો પોતાના સ્થાન વિશેષોને પામે છે, જેમ કે વાયુ પકવાશયમાં જઈ રહે છે, પિત્ત ગ્રહણી અને પિત્ત કોષમાં જઇ સ્થિર થાય છે અને કફ વક્ષસ્થાનમાં સ્થિત થઈ પોત પોતાના પ્રાકૃત કાર્યો વડે શરીરને જિવાડે છે. વાયુ–ચેષ્ટા અને ચેતન વ્યાપાર દ્વારા શરીરને ધારણ કરી રાખે છે તેથી વાયુનું કર્મ ધારણ છે. **"शरीरं धारयति"**

પિત્ત– અગ્નિ કર્મવડે કરીને પાચક આદિ ક્રિયા દ્વારા શરીરને જિવાડે છે. **" अग्निकर्मणाऽनुग्रहं करोति ॥ "**

કફ– ઉદકકર્મ વડે કરીને તર્પણ–પોષણ આદિ ક્રિયા દ્વારા શરીરને જિવાડે છે તેથી તેનું ઉદક કર્મ કહ્યું છે. **"उदककर्मणाऽनुग्रहं करोति"**

સુશ્રુત મહારાજના મતે પ્રથમ ક્લેદન કફનું વર્ણન વધારે યોગ્ય છે

" माधुर्यात् पिच्छिलत्वाच्च प्रक्लेदित्वात्तथैव च ।
आमाशये संभवति श्लेष्मा मधुरशीतलः ॥ "

" स तत्रस्थ एव स्वशक्त्या शेषाणां श्लेष्मस्थानानां शरीरस्य चोदक-कर्मणाऽनुग्रहं करोति ॥ " (સુ સૂ અ ૨૧)

કફના કર્મો ચરક ભગવાન કહે છે - નરીરમાં સ્નિગ્ધતા, સંન્ધિબંધનની દૃઢતા, શરીરમાં સ્થિરતા જળવાય, શરીરનુ ભારેપણું, પુરુષત્વ શક્તિ, બળ, સહનશીલતા, ધીરજ અને લોભરહિત વૃત્તિ એ વિકાર નહિ પામેલા પ્રકૃતિસ્થ કફના કાર્યો છે

ગર્ભને જીવાડનાર વાતાદિ દોષોમા કફ રસથી માંડી શુક્ર પર્યન્તના સોમાત્મક ભાવો, રસના ઇન્દ્રિયની શક્તિરૂપે અવસ્થિત થાય છે અને મન પણ અધિદૈવપણાને પામીને સોમરૂપ ધાતુથી જિવાડે છે

श्लेष्मरसशुक्रादीनां तोयात्मकानां भावानां रसनेन्द्रियस्य च शक्ति रुपतयाऽवस्थितो मनसोऽधिदैवत्वमापन्न सोम इति (સુ શા અ ૪ ડ ટી)

## અવલંબક કફનું વર્ણન

" उर स्थस्त्रिकसंधारणमात्मवीर्येणान्नरससहितेन हृदयावलम्बनं करोति ॥ " (સુ સૂ અ ૨૧) ઉરસ્થાનમા રહેલો કફ અન્નરસ સહિત પોતાની શક્તિથી ત્રિકના સન્ધિસ્થાનને ધારણ કરી રાખે છે અને હૃદયને તેના કાર્યમા બળ આપે છે તેથી અવલંબક કફ કહેવાય છે

આહારપાક પછી આહારમાથી રસના મળ રૂપે પૃથક્ થયેલો જલનો મોટો જથ્થો ક્ષુદ્રાન્ત્રમાથી જલવહા સિરાઓ (Lymphatics) દ્વારા શોષાઇ જમણા ફેફસા (કલોમ)મા જાય છે અને પ્રાણ વાયુવડે શુદ્ધ થઈને ત્યાથી ગલમૂલિકા સિરામા થઈ હૃદયમા પહોચે છે હૃદયમા આવેલા અન્નરસ (Chyle) સાથે મળી ધમનીઓ (Arteries) દ્વારા સકલ શરીરમા ઉદક કર્મ વડે અનુગ્રહ કરે છે

"उरःस्थः स त्रिकस्य स्ववीर्येण । हृदयस्यान्नवीर्याच्च तत्स्थ एवाम्बुकर्मणा ॥ कफधाम्नां च शेषाणां यत्करोत्यवलम्बनम् । अतोऽवलम्बकः श्लेष्मा ॥" (वा. सू. अ. १२)

ધમનીઓમાં ફરતો દ્રવ અન્નરસ છે રક્ત નહિ "रसपरिवृत्ति" Circulatory system હૃદયમાંથી શરૂ થતી હોઈ વાગ્ભટજીએ અવલંબન કફથી શરૂઆત કરી છે.

"तत्र पाञ्चभौतिकस्य चतुर्विधस्य षड्रसस्य द्विविधवीर्यस्याष्टविधवीर्यस्य वाऽनेकगुणस्योपयुक्तस्याहारस्य सम्यक्परिणतस्य यस्तेजोभूतः सारः परमसूक्ष्मः स रस इत्युच्यते । तस्य च हृदयं स्थानं स हृदयाच्चतुर्विंशतिधमनीरनुप्रविश्योर्ध्वगा दश दश चाधोगामिन्यश्चतस्रस्तिर्यग्गाः कृत्स्नं शरीरमहरहस्तर्पयति वर्द्धयति धारयति यापयति चादृष्टहेतुकेन कर्मणा ॥" (सु. सू. अ. १४)

"तत्र रस गतौ धातुरहरहर्गच्छतीत्यतो रसः ॥" (सु. सू. અ. ૧૪)

स च कफः प्राणानिलप्रेरितो धमनीमार्गेण शरीरारम्भकं क्लेदनाख्यं कफं गत्वा पुष्णाति, ततः सारभूतस्याहारस्य द्वौ भागौ भवतः स्थूलः सूक्ष्मश्च । तत्र सूक्ष्मो भागः शरीरारम्भकं रसं पोषयति तथा सकलशरीराधिष्ठानेन व्यानवायुना प्रेरितो धमनीभिः सञ्चरन् पोषणं स्नेहनं जठरानलोष्मकृत् सन्तापनिवारणादिभिर्गुणैः सकलशरीरं पुष्णाति ॥ (भा.प्र.)

## રસ કે બોધક કફનું વર્ણન

"जिह्वामूलकण्ठस्थो जिह्वेन्द्रियस्य सौम्यत्वात् सम्यग्रसज्ञाने वर्तते ।"

બોધક કફ મધુર અમ્લાદિ રસોનું જ્ઞાન કરાવે છે તેથી બોધક કફ કહેવાય છે રસનેન્દ્રિયદ્વારા રસોનું જ્ઞાન કરાવે છે તેથી રસન કફ કહેવાય છે

સ્થાન– "जिह्वामूल कण्ठस्थो" કફમાં જીભના મૂળમાં તેનું

સ્થાન બતાવે છે. તે જોતાં જીભના મૂળમાં આવેલાં શ્લેષ્મ ગન્ડ Thyroid gland કહેવા માગે છે. ચરક ભગવાને કંઠમાં આવેલા આ ગન્ડનું વર્ણન કર્યું છે અને તેઓ તેના બે પીંડો બતાવે છે.

द्वौ श्लेष्मभुवौ कण्ठस्य पार्श्वयोव्यवस्थितौ कठिनौ भागौ॥" (ચક્રપાણિ)

યોગકલ્પદ્રુમમાં આ શ્લેષ્મગન્ડને વિશુદ્ધ ચક્ર નામ આપી વર્ણન કરે છે.

"पत्रैः सस्वर षोडशैः शशधरज्योतिः विशुद्धाम्बुजम् ॥"

આ ગન્ડ વિશુદ્ધ ચંદ્રમાના જ્યોતિ સમાન હોઈ તેમાં કફનો ભૌતિક અગ્નિ નથી તેથી તેમાં થનારો ગલગન્ડરોગ પિત્તજ ગલગન્ડ થતો નથી. જ્યારે આ ગન્ડના શ્લેષ્મિક સ્રાવને રસનેન્દ્રિય ગ્રહણ કરે છે ત્યારે ત્યાં લાલામાં રહેલા અગ્નિ (Tyliu) દ્વારા શુદ્ધ થઈ આહારમાં ક્લેદન કરી મધુર અમ્લ આદિ રસોનું જ્ઞાન થાય છે. આ ગન્ડમા ઉદાન વાયુનો વ્યાપાર છે. ઉદાનવાયુ દુષ્ટ થાય છે ત્યારે ગલગન્ડ (Goiter) નામનો રોગ પેદા થાય છે. તે ગલગન્ડરોગ, વાતજ, કફજ અને મેદજ એમ ત્રણ પ્રકારનો થાય છે, પિત્તજ થતો નથી.

दुष्टैः पवनश्लेष्ममेदोभिर्गलस्यवहिर्गलगण्डोनामव्याधिर्भवेत् (વા. ઉ. અ. ૨૧ અરૂણદત્તજી). त्रय एव गलगण्डः, पैत्तिकस्तु न भवत्येव व्याधिस्वभावात् ॥ (મધુ.ટી.). ગલગન્ડરોગમાં કફ–મેદની વિકૃતિ સહિત વાતજ લક્ષણો હોય છે. ગલગન્ડરોગમાં વાતાદિ દોષ ભેદે મુખની વિરસતા થાય છે. વાયુથી થનારા ગલગન્ડરોગમાં મુખનું વિરસપણું, તાળવું, અને ગળાનો શોષ થાય છે, કફથી થતા ગલગન્ડરોગમાં મુખનું મધુરપણું, તાળવું અને કંઠમાં કફનો પ્રલેપ, મેદથી થનારા ગલગન્ડ રોગમાં મુખમાં ચીકાશ, તાળવું અને ગળામાં અવાજ થાય છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે આ શ્લેષ્મિક ગન્ડનો સ્રાવ જીભને જુદા જુદા રસોનું જ્ઞાન કરાવે છે. અત્યંત વિશુદ્ધ હોવાથી શ્લેષ્મણ ઓજ સમાન શરીરને બળ આપે છે.

### રસન કફનું અનુસંધાન

આ ગ્રંથિ (Thyroid gland) શ્વાસ નલિકાના અગ્રભાગમાં તેમજ

બંને બાજુએ ગળાની આગળ તથા નીચલા ભાગમાં આવેલી છે. આ ગ્રન્થિ એક કોથળીમાં ઢંકાએલી છે અને તેના સ્રાવમાં થાઈરોકસીન (Thyroxin)નામનો પદાર્થ આવેલો છે. તેની અંદર અનેક રક્તવાહિનીઓ રહેલી છે. આ ગ્રન્થિનું વજન આશરે એક ઔંસ જેટલું છે.

યૌવનાવસ્થામાં જ્યારે આ ગ્રન્થિની ક્ષીણતા (Atrophy) થાય છે ત્યારે માનસિક શક્તિનો બગાડ, શારીરિક શક્તિનો ઘટાડો, માંસપેશીઓનો સંકોચ, નાડીના વેગમાં મંદતા, શારિરીક ઉષ્ણતા ઓછી થવી, ખોરાક પ્રત્યેની રુચિની કમી થવી, મૂત્રની નિકાસનું ઘટી જવું, ચામડી સૂકી અને જાડી થાય છે, સ્ત્રીઓમાં માસિકસ્રાવ બંધ પડે છે. આ સ્થિતિને myxoedema કહે છે.

આ ગ્રન્થિનો સ્રાવ જન્મથીજ બંધ હોય અગર ગ્રન્થિની બાલ્યાવસ્થામાં ક્ષીણતા થાય છે તો (critisism) ક્રીટીનીઝમ નામનો રોગ થાય છે. લક્ષણોમાં શરીરના અસ્થિઓની વૃદ્ધિ અટકી જાય છે. અસ્થિઓ લંબાઈમાં વધ્યા વિનાજ જાડાં થતાં માણસ ઠીંગણું અને બેડોળ દેખાય છે, માનસિક શક્તિ વધી શકતી નથી, બાલ્યાવસ્થાનીજ બુદ્ધિ યુવાવસ્થામાં પણ કાયમ રહે છે. કબજીઆત રહે છે.

આ ગ્રન્થિની વિશેષવૃદ્ધિ થતાં ગલગન્ડરોગ (Goiter) કહેવાય છે. જેમાં–નિદ્રાનો નાશ, ચયાપચય (Metabolism)ની ક્રિયાના પ્રમાણમાં વૃદ્ધિ, શરીરનો ઘસારો, મૂત્રમાં સાકર જવી, આંખના ડોળાનું આગળ ધસી આવવું હૃદયના ધડકારામાં ઝડપથી વધારો અને મુખ ઉષ્કેરાટથી લાલ દેખાય છે. આ પ્રમાણે પાશ્ચાત્ય વૈદકનું વર્ણન છે.

## તર્પક કફનું વર્ણન

શિરઃ સંસ્થોઽક્ષતર્પણાત્ તર્પકઃ ॥ (વાગ્).

"શિરઃસ્થઃ સ્નેહ સંતર્પણાધિકૃતત્વાદિન્દ્રિયાણામાત્મવીર્યેણાનુગ્રહં કરોતિ" (સ. સૂ. અ. ૨૧).

મસ્તકમાં તર્પક કફનું સ્થાન છે. સંતર્પણ કાર્ય કરનારી ચાર સિરાઓ મસ્તકના શૃંગાટક મર્મમાંથી નીકળે છે તેને સિરાસંનિપાત (Cavernous

sinus) કહે છે. घ्राणश्रोत्राक्षिजिह्वासंतर्पणीनां सिराणां मध्ये सिरा सन्निपातः शृंगाटकानि तानि चत्वारि मर्माणि ॥" (સુ. શા. અ. ૬)

આ શૃંગાટક બ્રહ્મગુહા (Third ventrical) ના કન્દાધરિક ભાગ (Subthelmic region) ને કહેવામાં આવે છે. આ સ્થાનમાં એક જતુકાસ્થિ (Sphenoid bone) ઓપરીના તળીઆના મધ્યભાગમાં આવેલું છે. તેની ઉપરની બાજુ દષ્ટિનાડી યોજનિકાની પાછળ પોષણીકા ખાતમાં એક ગ્રન્થિ આવેલી છે જે સુધા-અમૃત જેવા કફનું સ્રવણ કરે છે તેને સુધાસ્રાવી ગ્રન્થિ કહે છે. (Pituitary body), તે ગ્રન્થિનો સ્રાવ ઉપરોક્ત ચાર પ્રકારની સિરાઓ દ્વારા ચાર જ્ઞાનેન્દ્રિયોનું પોષણ કરે છે. અને તર્પણ કરે છે તેમાં પણ આંખની સિરાઓને સીધો સંબંધ છે. આ સિરા સન્નિપાતમાં રુધિર જામી જાય છે, ત્યારે રોગીને નેત્ર વિકાર જણાય છે. આ સ્થિતિ કેટલાએક સન્નિપાત જ્વરોમાં થાય છે. અને દરદ ઘણું ભયંકર હોય છે. (Thrombosis of the Cavernous sinus). પાશ્ચાત્ય વૈદ્યકમાં પણ આ ગ્રન્થિ શ્લેષ્મનું સ્રવણ કરતી હોવાથી શ્લેષ્મસ્રાવી ગ્રન્થિ નામ આપ્યું છે. Pituitory– (૧) Concerning shlegm (૨) The pituitory body" (Taber's, medical dic). આ ગ્રન્થિનો સ્રાવ મૂર્ધાગ્નિની ઉષ્માથી મસ્તક તથા જ્ઞાનેન્દ્રિયોનું રક્ષણ કરે છે.

કેટલાએક પણ્ડિતો Cerebro spinal fluid ને તર્પક કફ માને છે. પણ તે મહાભૂતનો જલધાતુ છે, જેની અલ્પ વિકૃતિ પ્રાણઘાતક નીવડે છે.

## સંશ્લેષક કફનું વર્ણન

આલિંગન અર્થવાળા 'श्लिष्' ધાતુથી પર કૃત સંજ્ઞક 'મની' પ્રત્યય આવવાથી તથા ઉપધા ગુણ થવાથી 'श्लेष्मन्' શબ્દ થયો છે જે કફનો પર્યાય છે. 'श्लिष् आलिंगने' પાંચ પ્રકારના કફના ભેદોમાં સંશ્લેષક કફને મૂળ અર્થ યુકત નામ આપ્યું છે તે આલિંગન અર્થવાળા શ્લેષ્મનું ખરું સ્વરૂપ છે. 'संश्लेष' જોડવું-સંયોગ કરવો. संश्लेषक જોડનાર (Connective)

શરીરના ભિન્ન ભિન્ન અવયવો, ધાતુઓ, સન્ધિઓ જેવા કે અસ્થિસન્ધિ, માંસસન્ધિ, અવયવ સન્ધિ ધાતૂપધાતુ સંધિઓને પરસ્પર જોડે છે તેથી સંશ્લેષક કફ કહેવાય છે. શરીર રચનામાં તેનો મહત્ત્વનો ફાળો છે. સંધિઓને પરસ્પર જોડી દઢ રાખે છે. "**सन्धयः साधु वर्तन्ते संश्लिष्टाः श्लेष्मणा तथा ॥**" (સુ. શા. અ. ૪). એકલા અસ્થિ સંધિઓને જોડી દઢ રાખે છે તેમ નથી પણ શરીરનાં નાનાંમોટા બીજાં સંધિઓને જોડે છે. ઉદાહરણ રૂપે, નેત્રના કૃષ્ણમંડલ (Cornea) અને શુક્લ પટલને જોડનાર સંશ્લેષક કફ છે. બંને સંધિઓની વચ્ચે રહી સાંધને જોડી રાખે છે. "**गुणाः कालात् परः श्लेष्मा वन्धनेऽक्षणो सिरायुतः ॥**" (સુ. ઉ. અ. ૧). આ સંધિ કફનું સ્થાન હોઈ તે સંધિસ્થાનમાં કફથી એક ઉપનાહ Dermoid tumour થાય છે.

પાશ્ચાત્ય વૈદકમાં શરીરના વિવિધ નાના મોટા અંગ-પ્રત્યંગોના નિર્માણમાં કુલે મુખ્ય પાંચ પ્રકારના સંયોજક ધાતુઓના ભેદોનું વર્ણન કરેલું છે. તે બધાં સંશ્લેષક કફના સ્વરૂપો છે. બધાં મોટે ભાગે જલથી ભરેલાં છે.

(૧) શ્વેતસૂતજાળ– આ જાલક બારીક પારદર્શક લાંબાં મજબુત સૂત્રોનાં વાંકાચૂંકા ઝુડાઓથી બનેલી છે. સ્નાયુ બંધન (Tendon) અને અસ્થિ બંધન (Ligament)ની રચના આ સૂત્રોની હોય છે. નેત્રગોલકના શ્વેત પટલ (Sclera) ની રચના આ શ્વેતસૂત્રોથી છે. ઝીણાં, ઝીણાં સ્નાયુઓ (Tendons) જોડાઈ આ બાહ્ય શ્વેત પટલ થયું છે, (white fibrous tissue).

(૨) પીળાં સ્થિતિસ્થાપકસૂત્રોઃ– yellow elastic fibers આ પ્રકારની જાલકોમાં સરલ સ્થિતિ સ્થાપક સૂત્રો હોય છે. અનેક શાખાઓ સંસ્થામાંથી ફુટી એક બીજા સાથે જોડાય છે તેનો એક એક સૂત્ર છુટો હોવાથી એ એના સ્થિતિ સ્થાપક ગુણને લીધે લચકીલો હોય છે. આ જાળમાં ઇલેસ્ટીન નામનો પદાર્થ રહેલો હોય છે. તેના સૂત્રો અસ્થિબંધનો (Ligaments) કોમળાસ્થિમાં અને ધમનીઓની દિવાલોમાં નજરે પડે છે.

(૩) ક્ષેત્રીય સૂત્ર જાલ આ જાતની જાળ શ્વેત અને સ્થિતિસ્થાપક સૂત્રોના મિશ્રણથી બનેલી છે. ચામડી નીચેના વાતતંતુઓને આચ્છાદિત કરનારા

સ્નાયુઓમાંની રક્તવાહિનીઓ વિષેના અને આંતર ઇન્દ્રિયોના ઘટક (Cell) સમૂહમાં આ જાળ પથરાએલી છે. એનું કાર્ય એ સર્વ ભાગોને બંધનમાં રાખીને જોડે છે. Areolar tissue

(૪) લસિકા ગ્રન્થિ તંતુજાલ– Lymphoid tissue, આ જાળમાં લસિકા ગોલકો (Lymph corpuscle) આવેલાં છે. જે લસિકા વાહિનીમાં દાખલ થઇ ધોવાઇને રક્તવાહિનીમાં જાય છે, જ્યાં એ શ્વેતગોલકોને નામે ઓળખાય છે. આ લસિકા ગ્રન્થિના તંતુઓ, ગળાના કાકડા અને બરલમાં જોવામાં આવે છે.

(૫) તરુણાસ્થિ– (Cartilage tissue) આ કઠણ મજબુત અને સ્થિતિ સ્થાપક પદાર્થ છે. એની રચનામાં cell અને બંધન જાળના તંતુઓ રહેલા છે. ગર્ભ શરીરમાં સર્વ હાડ તરુણાસ્થિ હોય છે, તેના બે પ્રકાર છે.

(૧) હાયોલાઇન– આ અસ્થિમાં એના ( Motrix ) નો દેખાવ એક સરખા સ્વચ્છ અને ઘસેલા કાચ જેવો અપાર દર્શક છે. છાતીની પાંસળીઓનાં છેડાના સાંધામાં, નાકમાં, શ્વાસ નળીમાં અને ઘાંટીની રચનામાં આ તરુણાસ્થિ આવેલાં છે.

(૨) Hlibro cartilage– આ અસ્થિના બે પેટાવિભાગ છે. અ. શ્વેતતંતુ તરુણાસ્થિ– આ અસ્થિમાં ઝીણાં સમાન્તર તંતુઓ, બંધન જાળનાં ઘટકો (Connective tissue cells) સાથે આવેલાં છે. કરોડના મણકાની વચ્ચે, ખભાના સાંધામાં અને થાપાના સાંધામાં આ અસ્થિનું સ્થાન છે.

વ. પીળા ફાઇબ્રોકાર્ટિલેજ આ તરુણાસ્થિના બીબામાં ઝીણાં સ્થિતિસ્થાપક અને એક બીજા સાથે જોડાએલા તંતુઓ છે. આ તંતુઓમાં તરુણાસ્થિનાં ઘટકો આવેલાં છે, જેમાં ઉપર દર્શાવેલાં તરુણાસ્થિ કરતાં સ્થિતિ સ્થાપકતાનો ગુણ વધારે રહેલો છે. શ્વાસ માર્ગના પડમાં, બાહ્ય-કર્ણમાં અને કાનની (યુસ્ટેશીઅન) નળીમાં આ તરુણાસ્થિ આવેલું છે.

મુખ્યત્વે આ પાંચ સંયોજક ધાતુઓ સંશ્લેષક કફનાંજ ભિન્ન ભિન્ન સ્વરૂપો છે. તેઓમાં પાણીનો મોટો જથ્થો ભરેલો છે.

" *An apology is sometimes made for Calling the* blood a tissue, because only preconceived idea of a tissue or texture is that it must be something of a solid matter. But all the tissues contain water. Muscular tissue contains; for instance at least three quarters of the weight as water. Blood, after all is not much more liquid than muscle. Blood moreover contains cellular elements analogans to the cells of other tissues, but separated by large quantities of a fluid intercellular material called blood. plasma" *(Holliburtons physiology)*

जलस्तम्भनीयानाम्- (ચ. સૂ. અ. ૧૫). પ્રાચીન આર્યોએ જગત, દેહ તેમજ સઘળા પદાર્થો જળથી જ ઉત્પન્ન થાય છે તેમ વર્ણન કર્યું છે. શ્રુતિમાં પણ કહેલું છે કે- જળનું સ્તંભન (ઘનીભૂત) થઈને સર્વ પદાર્થો ઉત્પન્ન થયા છે, બ્રહ્માએ ભુતોના સરક્ષણ માટે પ્રથમ જળ ઉત્પન્ન કર્યું, જે જળ સર્વનો પ્રાણ છે, જે વડે પ્રજા વૃદ્ધિ પામે છે. જો જળ પ્રજાનો ત્યાગ કરે તો પ્રજા નાશ પામે. જળવડે આ સઘળું જગત વીંટાએલું છે, પૃથ્વી, પર્વત, મેઘ અને જે કાંઈ મૂર્તિમાન દેખાય છે તે સર્વ જળની પેદાશ જાણવી. અગ્નિ અને વાયુ સાથે મળી જળને રૂંધવા માંડે છે. ત્યારે વાયુના યોગથી તે જળ ઘન થાય છે અને અગ્નિ જળના સ્નેહ ભાગનું આકર્ષણ કરે છે. તે એકીભૂત થઈને પૃથ્વીપણાને પામે છે, પૃથ્વીને જ સર્વ રસ, સર્વ ગંધ, સર્વ પ્રાણીઓનું ઉત્પત્તિ સ્થાન જાણવી કારણકે એનાથી સર્વ કાંઈ જન્મે છે.

### કફનું શમન

" रुक्षक्षारकषायतिक्तकटुकव्यायामनिष्ठीवनम् । स्त्रीसेवा ध्वनियुद्ध-जागरजलक्रीडापदाघातनम् ॥ धूमस्तापशिरोविरेकवमनस्वेदोपनाहादिकम् । पानाहारविहार मेषजमिदं श्लेष्माणमुमं जयेत् । "

મહાભારતના શાન્તિ પર્વમાં જળ-અગ્નિ અને વાયુ નિત્ય દેહધારીઓના શરીરમાં જાગ્રત રહે છે એટલે કે પોત પોતાના પ્રાકૃત કાર્યો અવિરત કરે

છે શરીરનું મૂળ તેઓ છે અને પ્રાણ તેમાં સ્થિત થઈ રહેલો છે તેમ વર્ણન કર્યું છે

आपोऽग्निमारुतश्चैव नित्यं जाग्रति देहिषु ।
मूलमेते शरीरस्य व्याप्य प्राणानिह स्थिताः ॥" (શાન્તિ પર્વ).

## સ્રોત વર્ણન

જીવિતનું કારણ શરીરમાં આવેલા અન્ત સુષિર સ્રોતો છે અને તેના મુખ્ય પ્રકાર તેર ચરકભગવાન અને વાગભટજીએ ગણ્યા છે

"जीवीतायतनान्यन्तः स्रोतांस्याहुस्त्रयोदश ।
प्राणधातुमलाम्भोन्नवाहीनि ।" (વા શા. અ ૩).

(૧) પ્રાણવહસ્રોત (૨) રસવહ (૩) રક્તવહ (૪) માંસવહ (૫) મેદવહ (૬) અસ્થિવહ (૭) મજ્જાવહ (૮) શુક્રવહ (૯) પુરીષવહ (૧૦) મૂત્રવહ (૧૧) સ્વેદવહ (૧૨) જલવહ (૧૩) અન્નવહ સ્રોતોનું વર્ણન કરતાં ચરક ભગવાને કરેલું વર્ણન શરીરમાં આવેલા સ્થૂલ સ્રોતો અને તેની શાખા–પ્રશાખા રૂપે ભેદ પામી અણુતમ સ્રોતો કે જેઓ સમગ્ર શરીરમાં જાળની માફક દૂર સુધી પ્રસરેલા છે અને પોતાના ધાતુનું વહન કરે છે

" बिसानामिव सूक्ष्माणि दूरं प्रविसृतानि च ।
द्वाराणि स्रोतसां देहे रसो यैरुपचीयते ॥ "

(વા. શ. અ ૩)

## સ્રોતોનું સ્વરૂપ

સ્રોતો ભિન્ન પ્રકારના સ્વરૂપે પોતાના ધાતુને વહે છે કેટલાક સ્રોતો સિરાઓ રૂપે, ધમની રૂપે, રસવહાનાડી રૂપે, પથ–માર્ગ રૂપે, શરીરમાં છિદ્રો રૂપે છે કેટલાએક પહોળા તો કેટલાકએક સાંકડા, આશયો, પણ કેટલીક વખતે સ્રોત રૂપે હોય છે નિકેતન, આલય નામથી પણ આયુર્વેદશાસ્ત્રમાં વર્ણન છે ક્યાંક અવકાશ (space)ને પણ સ્રોત કહેલું છે

" स्रोतांसि सिरा धमन्यो रसवाहिन्यो नाडयः पन्थानो मार्गा.

शरीरच्छिद्राणि संवृतासंवृता स्थानानि आशयाः आलयाः निकेताश्चेति शरीरधात्वकाशानां लक्ष्यालक्ष्याणां नामानि ” (ચ. વિ. ૫)

સ્રોતોનો વર્ણ તેમાં વહન ધાતુ અનુસાર હોય છે. જેમકે અન્ન(રસ)વહ સ્રોત (Thoracic duct) અને જલવહ સ્રોત (Lymphatics)નો વર્ણ તેમાં વહન થતા ધાતુ અનુસાર *વેત હોય છે.

“ स्वधातु समवर्णानि वृत्तस्थूलान्यणूनि च ।
स्रोतांसि दीर्घाण्याकृत्या प्रतान सदृशानि च ॥ ” (ચા. શા. ૩)

પ્રતાન સદૃશ સ્રોતોની અંતિમ શાખાઓ સૂક્ષ્માતિ સૂક્ષ્મ પ્રતાનો સમાન હોય છે, જેને આધુનિક વૈદ્ય Capillaries કહે છે.

સુશ્રુત મહારાજે સ્રોતનો પરિચય આપતાં કહ્યું છે કે- શરીરમાં મુખ્યત્વે તેર પ્રકારના યોગો વહે છે. અને સ્રોત માત્ર એક જ યોગ (પદાર્થ કે ધાતુ મળ)નું વહન કરે છે, યોગવહ સ્રોત જાણવું.

“ योगवहानि स्रोतांसि ” (સુ. શા. અ. ૫).

સુશ્રુત મહારાજે અગિયાર પ્રકારના યોગોનું વહન કરનારા સ્થૂલ સ્રોતોનું વર્ણન કર્યું છે અને એક એક યોગના મુખ્ય બે બે મૂળ ગણાવ્યાં છે. કારણકે શલ્ય તંત્રમાં સ્થૂલ સ્રોતોનું છેદન થવાથી ભારે અપાય થવા સંભવ છે.

“ प्राणान्नोदक रसरक्तमांस मेदोमूत्र पुरीष शुक्रार्तव वहानि ॥ ”
(સુ. શા. અ. ૯)

(૧) પ્રાણવહ (૨) અન્નવહ (૩) ઉદકવહ (૪) રસવહ (૫) રક્તવહ (૬) માંસવહ (૭) મેદોવહ (૮) મૂત્રવહ (૯) પુરીષવહ (૧૦) શુક્રવહ (૧૧) આર્તવવહ. મન, ઉપધાતુઓ, ધાતુઓના મળોને તથા વાતાદિ દોષને વહન કરનારા સ્રોતો છે.

સ્રોતોનું કાર્ય :— પરિણામ પામેલી ધાતુને લઈને જે સ્થાનમાં પહોંચાડવી હોય ત્યાં લઈ જઈને પહોંચાડે છે.

"स्रोतांसि खलु परिणाममापद्यमानानां धातूनामभिवाहीनी भवन्ति अयनार्थेन ।" (ચ. વિ. અ. ૫).

(૧) પ્રાણવહસ્રોત– પ્રાણનું વહન કરનારા સ્થૂલ બે સ્રોતો છે. તેનો સંબંધ હૃદય સાથે અને રસનું વહન કરનારી ધમનીઓ સાથે છે. એટલે કે પ્રાણવહ સ્રોતોના મુખ્ય બે સંસ્થાનો છે. (૧) હૃદયમૂના. પ્રાણવહસ્રોતો હૃદયથી મહાસ્રોત ( Gestero intestinal tract ) પર્યન્તના અવયવોમાં પથરાએલા છે "प्राणवहानां स्रोतसां हृदयं मूलं महास्रोतश्च" (ચ. વિ. અ ૫)

"एतश्च प्राणाख्य विशिष्टस्य वायोर्विशिष्टः स्रोतः (ચક્રપાણિ)

(૨) રસવાહિ ધમનીઓમાં પ્રસરેલા સ્રોતો પણ ધમનીઓનું ધમન કાર્ય કરે છે જેથી ધમનીઓ વાયુપૂર્ણ રહે છે. જેથી ધમનીઓ સ્પન્દન શીલ હોય છે. "धमन्यो रसवाहिभ्यो धमन्ति पवनं तनौ (શાર').
આ સ્રોતોને વાહિની નિયામક સંસ્થાન કહે છે. Vosomotor nervous system).

પ્રથમના પ્રાણવહસ્રોતો આધુનિક મતાનુસાર ઉત્તર નાડી મંડલને કહે છે. (Upper parasympathatic nervous system). આ નાડી મંડલના પ્રાગ ગ્રન્થિકક્ષત્રો મેરુતંત્ર (મધ્યનાડી તંત્ર)ના ઉપલા એટલે કે મસ્તકની અંદર રહેલા છેડામાંથી એટલે શીર્ષણ્યનાડીઓ (Cranial nerves) માંથી ઉત્પન્ન થાય છે. "प्राणोऽत्र मूर्धगः (વાગ) તેમાંની કેટલીક એક સાથે મસ્તકમાં તથા ધડમાં ફેલાઈ પોતાનું કાર્ય બજાવે છે. તેમાં ખાસ કરીને ત્રીજી નેત્ર પ્રચેષ્ટનીઓ (Third nerves). ચેષ્ટાવહ છે. પાંચમી ત્રિધારા (Trigeminal) મિશ્ર નાડી છે, મુખમંડલ સહિત માથાની સ્પર્શસંજ્ઞા વહ તથા જડબાની પેશીઓની ચેષ્ટાવહા છે. નવમી– (Glass pharyngeal N.) આ કંઠરાસનો કહેવાય છે. ગળું, તાળવું તથા જીભના પાછલા અર્ધભાગની સંજ્ઞાવહ નાડી છે તે રસગ્રાહિણી છે. દશમી–પ્રાણદાનાડી (Vagus. N) કહેવાય છે. આ મિશ્રનાડી છે, ગળું, ફેફસાં (કલોમ), હૃદય વગેરે પ્રાણોપકારક અવયવો તેમજ યકૃત, આમાશય વગેરેની સંજ્ઞા તેમજ ચેષ્ટાવહા છે. અગીઆરમી–ગ્રીવા પૃષ્ટસ્થ [illegible]ઓની પ્રચેષ્ટની છે. આ નાડીઓ સાથે આ સૂત્રો ઉત્પન્ન થાય [illegible]

નાડીઓ સાથે આ સૂત્રો કોષ્ટાન્તરીય ગ્રન્થિઓમાં તેમજ ચક્રોમાં દાખલ થાય છે.

પ્રાણવહસ્રોત બગડે છે ત્યારે રોગી અતિશય લાંબા શ્વાસ લે છે કે અતિશય રોકાઈ રોકાઈને શ્વાસ લે છે; અતિશય વધુ પડતા શ્વાસ લે છે કે થોડા થોડા શ્વાસ લે છે અથવા વારંવાર શ્વાસ લે છે તેમજ શબ્દ અને શૂલ સહિત શ્વાસ લે છે (ચરક).

" प्रदुष्टानां तु खल्वेषामिदं विशेष विज्ञानं भवति, तद्यथा- अतिसृष्टमतिबद्धं कुपितमल्पाल्पमभीक्ष्णं वा सशब्दमुच्छ्वसन्तं दृष्ट्वा प्राणवहान्यस्य स्रोतांसि प्रदुष्टानीति विद्यात् ॥ " ( ચ. વિ. અ. ૫ ).

" तत्र विद्धस्याक्रोशन विनमन मोहन भ्रमण वेपनानि मरणं वा भवति "
( સુશ્રુત )

પ્રાણવાયુના વાહક સ્રોતોનું મૂલ મસ્તિષ્ક અને સુષુમ્ના શીર્ષકમાં રહેલું છે. શીર્ષણ્ય નાડીઓ ( Cranial nerves ) તથા સ્વતંત્ર નાડી મંડલનો ઉત્તરીયભાગ ( Upper Part sympathetic) આ તેના વહન માર્ગો છે. એટલે પ્રાણવાયુના વેગોને વહીજનારી નાડીઓના મૂળો મગજ અને સુષુમ્ના શીર્ષકમાં છે. મસ્તકમાંથી નીકળતી બાર નાડીઓ તથા સ્વતંત્રનાડી મંડળના ઉપલા ભાગમાંના નાડી સૂત્રો એ વેગોને જુદા જુદા આશયોમાં લઈ જાય છે.

એની ક્રિયા પાંચે જ્ઞાનેન્દ્રિઓના સ્થાનોમાં, બાલગ્રન્થિમાં, શ્વાસયન્ત્રમાં કલેજું, હોજરી, નાના આંતરડાં તથા પેટમાં આવેલા બીજા અવયવોમાં જોવામાં આવે છે. મોટા આંતરડાનો આરોહિ ભાગ પણ દશમી શીર્ષણ્યા પ્રાણદા નાડી મારફતે પોતાના વેગોને મેળવે છે. ( પ્રત્યક્ષશારીર ગ્ર. )

ધાતુક્ષય, વેગોને ધારણ કરવાથી, રૂક્ષતાથી, અતિવ્યાયામ કરવાથી, ભૂખ વેઠવાથી અને દારુણકર્મોથી પ્રાણવહ સ્રોતો બગડે છે.

ચિકિત્સા— " श्वासिकी क्रिया " શ્વાસ રોગમાં કહેલી ચિકિત્સા કરવી.

અન્નવહા સ્રોતો– અન્નનું વહન કરનારા સ્થૂલ બે સ્રોતો છે. તેનું ઉદ્‌ગમ સ્થાન આમાશય અને અન્નવાહિની ધમનીઓ છે.

"अन्नवहे द्वे तयोर्मूलमामाशयोऽन्नवाहिन्यश्च धमन्यः" (સુ. શા. અ. ૯) સંપૂર્ણ પરિપાક થયા સિવાયના આહારને અન્ન સંજ્ઞા આપી આયુર્વેદ શાસ્ત્રે વર્ણન કર્યું છે. સંપૂર્ણ પરિપાક (નિષ્ઠાપાક) સમયે અન્ન ધાતુરૂપે પરિણામ પામે છે ત્યારે રસધાતુ કે અન્નરસ કહેવામાં આવે છે.

આમાશયથી અહીં આમાશયનો ગ્રહણી સુધીનો ભાગ લેવા ચરક ભગવાન કહે છે. "अन्नवहानां स्रोतसामामाशयो मूलं वामञ्च पार्श्वम्" (ચ. વિ અ. ૫).

ક્ષુદ્રાન્ત્ર– પક્વાશયમાં આહારમાંથી રસ (અન્ન) દોષો અને મૂત્ર તથા પુરીષના વિભાગ થઇ પૃથક્ થાય છે. ક્ષુદ્રાન્ત્રમાં આવેલી અન્નવહા ધમની મુખ્યત્વે બે છે. જેને સુશ્રુત મહારાજે અધોગમા ધમનીઓમાં "द्वे अन्नवाहिन्यावन्त्राश्रिते" વ્યાખ્યાનથી વર્ણન કર્યું છે, અંગ્રેજી વૈદકમાં તેને Mesentric arteries કહે છે. અધોગમા ધમનીઓમાં આહારમાંના વાત, પિત્ત અને કફનું વહન કરનારી બે બે ધમનીઓ કહી અને રસ–રક્તનું વહન કરનારી બે બે ધમનીઓ ગણાવી. પછી અન્નવહા બે, જલવહા બે, મૂત્રવહા બે તેમ કુલે ત્રીસ ગણાવી છે. તેમાંની બે ધમનીઓની સૂક્ષ્મ શાખાઓ (Coppillaries) પુરી થયા પછી તેમાંથી સૂક્ષ્મ સિરાઓ (venula) બને છે અને આગળ જતાં બીજી સિરાઓ મળતાં એક સ્થૂલનાલીરૂપ અંગ બને છે તેને આધુનિક વૈદ્યોએ પ્રતિહારિણી સિરા (Portal vein) સંજ્ઞા આપી છે તે જ આમાશય અને અન્નવાહિની ધમનીમૂલા અન્નવહા સ્રોત જાણવું, તે સિવાય અન્નમાંથી તેજોભુત સૂક્ષ્મ-સારભાગ ધાતુરૂપ રસ (Chyle)નું વહન કરનાર અન્નવહસ્રોત ઉદરના ડાબા ભાગમાંથી શરૂ થઇ હૃદય પ્રદેશમાં આવેલી ગલમૂલ સિરામાં આ અન્નના રસધાતુને ઠાલવે છે અને હૃદયને પહોંચાડે છે. તેને અંગ્રેજી વૈદક Thoracie duct કહે છે. અન્નનો સ્થૂલ ભાગ પ્રતિહારિણી સિરા દ્વારા યકૃતમાં પહોંચે છે. આ બન્ને સ્રોતો અન્નરસનું વહન કરતાં હોવાથી સ્રોત કહેવાય છે. અન્નવહાસ્રોતમાં આધુનિક વૈદકે વર્ણન કરેલ Portal Circulation નો સમાવેશ થાય છે.

અધોગમા ધમનીઓ




સુ. શા. અ. ૯

અધિક ભોજનથી, અકાલે ભોજનથી, અહિત ભોજનથી અને જઠરાગ્નિના બગડવાથી અન્નવહસ્રોતો બગડે છે.

ચિકિત્સા- " आमप्रदोषिकी " આમદોષ નાશક ચિકિત્સા કરવી.

ઉદકવહાસ્રોતોનું વર્ણન—"उदकवहे द्वे, तयोर्मूलं तालु क्लोम च" ઉદક એટલે જલનું વહન કરનારા સ્થૂલ બે સ્રોતો છે તેનું મૂલ તાલુ અને કલોમ (જમણું ફેફસું) છે. કલોમ સંબંધે આગળ ખૂબ જ વિસ્તારથી વર્ણન કરી કલોમ એટલે જમણું ફેફસું તેમ નિર્ણય કર્યો છે. ઉદરમાંના જમણા ભાગમાંથી જલવહાસ્રોતો (Right lymphatics) દ્વારા આહારમાંથી પકવ થએલો જલનો મોટો જથ્થો અંતે કલોમ જમણા ફેફસાને પામે છે. અહીં પ્રાણવાયુથી કફ શુદ્ધ થઈ હૃદયમાં જઈ રસ (Chyle) સાથે મળે છે. અને રસની સાથે ધમનીઓ દ્વારા સમગ્ર શરીરમાં પહોંચી તર્પણ સ્નેહન આદિકર્મ કરે છે પાશ્ચાત્ય વૈદકમાં તેને Lymphatic Circulation કહે છે. આ કલોમ આશ્રિત જલવહાસ્રોતોનું થયું. પણ બીજું ઉદકવહસ્રોતોનું મૂલ તાલુ કહે છે. તે મસ્તિષ્કગત સુધાસ્રાવી ગ્રન્થિ (Pituitary body) માંથી સ્રવતા અમૃતરૂપ (સુધા સમાન) તર્પક કફનું છે. જેને Pituitary Circulation કહે છે.

રસવહ સ્રોતો— રસનું વહન કરનારા બે સ્રોતો છે. તેનું મૂલ હૃદય અને રસવાહિની ધમનીઓ છે.

" रसवहे द्वे, तयोर्मूलं हृदयं रसवाहिन्यश्च धमन्यः ॥ "

હૃદયમૂલા રસનું વહન કરનારા સ્રોતોથી Pulmonary Circulation સમજવું. રસવાહિ ધમનીમૂલા રસનું વહન કરનારા સ્રોતોથી Cappillary circulation સમજવું. આ સ્રોતો અણુતમ છે. અને તેની દિવાલોમાંથી રસ ગળાઈ બહાર પડે છે અને તે ભાગનું પોષણ કરે છે.

રક્તવહાસ્રોતો— આ સ્રોતોના મૂલ બે છે. યકૃત પ્લીહા, અને રક્તવાહિની ધમનીઓ છે.

"रक्तवहे, द्वे, तयोर्मूलं यकृत् प्लीहानौ रक्तवाहिन्यश्च धमन्यः" રક્તનું વહન કરનારા સ્રોતોનું મૂલ યકૃત અને પ્લીહા બનાવી યાકૃતિ રક્ત

સંવહન Hepetic blood circulstion અને પ્લૈહિકી રક્ત સંવહન Splenic circulation નો નિર્દેશ કરે છે. આ બે રક્તનાં મોટાં કેન્દ્રો છે. સુશ્રુત મહારાજે અધોગમા ધમનીઓમાં બે રક્તવહા ધમનીઓ ( Hepetic & Splenic artery ) ગણાવી છે તે યકૃત અને પ્લીહામાં રક્તને પહોંચાડે છે. અને તેમાંથી રક્તનું વહન કરનારા બે સ્રોતો (Hepetic vein ) યાકૃતિ સિરા અને પ્લૈહિકી સિરા ( Splenic vein ) બને છે જેઓ યકૃત અને પ્લીહામાંના રુધિરને લઇને શરીરમાં (Vena cava ) દ્વારા) પહોંચાડે છે, આ રક્તવહા ધમનીઓનો સંબંધ અણુમત રક્તવહા-સ્રોતો ( ( Venula ) થી છે.

રક્તનું વહન કરનારા સ્રોતો વિંધાવાથી અંગ કાળું પડે છે, જ્વર આવે છે. દાહ થાય છે, શરીર પાન્ડુ વર્ણનું થાય છે અને નેત્રો રાતાં થાય છે.

"तत्र विद्धस्य श्यावाङ्गता ज्वरो दाहः पाण्डुता शोणितागमनं रक्तनेत्रता चेति ॥ "

रक्तवाहिन्यश्च धमन्यः એ વર્ણનથી Venous circulatory system નો નિર્દેશ કરે છે. દાહરોગમાં સુશ્રુત મહારાજે રોહિણી સિરાનો વેધ કરી રુધિર સ્રાવ કરવા કહેલું છે. તે રક્તવહા ઉત્તાન સિરા ( Superficial vein ) સિરા જાતિની રક્તવહા છે.

" शाखाश्रया यथान्यायं रोहिणीर्व्यधयेच्छिराः " (સુ.ઉ. અ. ૪).

માંસવહાસ્રોતો— આ સ્રોતોના મૂલ બે છે. સ્નાયુ ( Tendons, Ligaments ) ત્વચા અને રક્તવહા ધમનીઓ છે.

" मांसवहे, द्वे, तयोर्मूलं स्नायु त्वचं रक्तवहाश्च धमन्यः ॥ "

(સુશ્રુત)

માંસવહ સ્રોતોથી માંસધાતુનું પોષણ કરનારા સૂક્ષ્મસ્રોતોનું અહીં વર્ણન કરે છે. (Muscular circulatory system) માંસધાતુને જોઈતા યોગો તથા સ્નાયુઓને જોઇતા યોગ આ સ્રોતો પુરા પાડે છે. માંસધાતુમાં આવેલા સ્રોતો જે દ્રવને લઈને માંસધાતુને આપે છે તે માંસધાતુના અગ્નિથી

પાણી માંસરૂપ બને છે રક્તનું વહન કરનારી ધમનીઓ પણ માંસધાતુના તંતુઓથી બનેલી છે તેનું પોષણ ધમનીઓમાં આવેલા અણુમત સ્રોતો દ્વારા થાય છે શરીરની ચામડીમાં પહેલી ત્વચામાં ઉદક (રસ) વહ સ્રોતો આવેલા છે પણ અંદરની ત્વચાઓમાં માંસવહ સ્રોતો પથરાએલા છે તે સ્રોતો દ્વારા ત્વચાની માંસધાતુનું પોષણ થાય છે માંસધાતુને ધારણ કરનારી માંસધરાકલા સ્નાયુ, ધમની (રક્તવહા), શિરા અને સ્રોતોના પ્રતાનોથી વ્યાપ્ત છે

" तासां प्रथमा मांसधरा नाम यस्यां मांसे शिरास्नायु धमनी स्रोतसां प्रतानाः भवन्ति ॥ " (સુ શા અ ૪)

આ માંસનું વહન કરનારા સ્રોતો વેધાવાથી સોજો, માંસનું સુકાવું શિરાગ્રન્થિ વગેરે રોગો થાય છે અને ટેટવીક વખતે મરણ પણ થાય છે

" तत्र विद्धस्य श्वयथुर्मांसशोष सिराग्रन्थयो मरण च ॥ "
(સુશ્રુત)

મેદોવહસ્રોત– મેદનું વહન કરનારા સ્રોતોના બે મૂલો છે કેડ (કટી) અને બંને વૃક્કો

" मेदोवहे द्वे, तयोर्मूलं कटी वृक्कौ च ॥" (સુશ્રુત) કટી સ્થાન બતાવ્યું છે તે વપાવહન cisternachyli નો નિર્દેશ કરે છે જ્યાં આહારમાં મધુર અને સ્નિગ્ધ ભાગનો સંચય થાય છે અને તે હૃદય આવરણમાં આ મેદને પહોંચાડે છે અને હૃદયનું રક્ષણ કરે છે

બીજું મૂલ વૃક્કપિન્ડો બતાવે છે તે વૃક્કપિન્ડો ઉપર આવેલી બે ગ્રંથિઓ Supra renal gland નો નિર્દેશ કરે છે, આ ગ્રંથિઓ પ્રણાલી વિહીન (Endocrine gland) છે તેઓ બે પ્રકારના સ્રાવો Cortin, Adrinalin પેદા કરે છે અને મેદ ધાતુની સમતુલા જાળવી રાખે છે

મેદનું વહન કરનારા આ બે ગ્રન્થિરૂપ સ્રોતો વેધાય છે તો સ્વેદ આવે છે, અંગ સ્નિગ્ધ થાય છે, તાળવું સુકાય છે, સ્થૂલશોફ (Adiposity-Obecity) અને તરસ પેદા થાય છે

"तत्र विद्धस्य स्वेदागमनं स्निग्धाङ्गता तालुशोषः स्थूलशोफता पिपासा च ॥" (સુશ્રુત)

આકસ્મિક કારણે આ ગ્રન્થિઓને ઇજા થતા તેનુ કાર્ય વધે છે અને Cortin નામનો સ્રાવ શરીરમા મેદની વૃદ્ધિ કરે છે વળી તે આગ્નેય હોવાથી તાલુશોષ–તરસ પેદા કરે છે મેદના મળરૂપે પસીનાને બહાર કાઢે છે

મૂત્રવહાસ્રોતો– મૂત્રનુ વહન કરનારા બે સ્રોતોનુ મૂલ બસ્તિ અને મેઢ્ર છે " मूत्रवहे द्वे, तयोर्मूल बस्ति मेढ्रं च " ॥

બસ્તિના પડખામા બે મૂત્રનુ વહન કરનારા (Uretors) સ્રોતો આવેલા છે વૃક્કમાથી નીકળી બસ્તિમા ચાર આગળ પ્રમાણમા ઘૂમેલા છે તે દ્વારા મૂત્ર બસ્તિમા જાય છે અને ત્યાથી મેઢ્રમા આવેલા મૂત્રમાર્ગ (Urethra) દ્વારા મૂત્ર બહાર પડે છે તે સિવાય વૃક્કપિન્ડોમા આવે છે અન્ત સુષિર સ્નાયુઓ (Tubules) પણ મૂત્રવહસ્રોતો કહેવાય છે શારીર સ્થાનમા સુશ્રુત મહારાજે બસ્તિમા આવેલા સ્નાયૂઓને અન્ત સુષિર કહ્યા છે " बस्तौ च सुषिरा. खलु " (સુ શા અ ૫)

મૂત્રવહા સ્રોતોનો વેધ થવાથી મૂત્રાશયમા આફરો થાય છે મૂત્ર અટકે છે અને મેઢ્ર અક્કડ થઇ જાય છે

"तत्र विद्धस्यानद्धबस्तिता मूत्रनिरोधः स्तब्ध मेढ्रता च" ॥ (સુશ્રુત)

મૂત્રસ્થાન Urinory systemનુ વર્ણન સુશ્રુત નિ અ ૩માથી

पक्वाशयगतास्तत्र नाड्यो मूत्रवहास्तु याः ।
तर्पयन्ति सदा मूत्र सरितः सागरं यथा ॥
सूक्ष्मत्वान्नोपलभ्यन्ते मुखान्यासा सहस्रश. ॥
नाडीभिरुपनीतस्य मूत्रस्यामाशयान्तरात् ॥
जाग्रत. स्वपतश्चैव स निःस्यन्देन पूर्यते ।
आमुखात् सलिले न्यस्तः पार्श्वेभ्य पूर्यते नव. ॥
घटो यथा तथा विद्धि बस्तिर्मूत्रेण पूर्यते ॥

## મૂત્રોત્પત્તિ ઘટના




સુ. નિ. અ. ૩

અહીં પક્વાશયગત નાડી ( ધમની ) નો ઉલ્લેખ છે તે પક્વાશયગત અધોગામી ધમનીઓમાં બે મૂત્રવહા ધમનીઓ ( Renal arteries ) કહે છે. આ ધમનીઓ વૃક્કપિન્ડોમાં જઇ શાખા પ્રશાખાથી ભેદ પામતાં હજારોની સંખ્યા થાય છે. જે ધમનીઓ આહારમાંના ભવિષ્યના મૂત્રનાં કારણ રૂપ ઉદક વિશેષનું વહન કરે છે. " आमपक्वाशयान्तरे च त्रिधा जायन्ते तास्त्रिंशत् " तासांतु वातपित्तकफशोणितरसान् द्वे द्वे वहतस्तादृश । द्वे अन्नवाहिन्यावन्त्राश्रिते (Mesentaric arteries), तोयवहे द्वे (Supra renal ar.) मूत्रवस्तिमभिप्रपन्ने मुत्रवहे द्वे (Renal arteries).

આ બે ધમનીઓ વૃક્કપિન્ડોમાં મૂત્ર લાવે છે, અને અંતઃ સુષિર સ્નાયુઓ (Tubuls & Uretors) કે જેઓ મૂત્રનું વહન કરનારા સ્રોતો કહેવાય છે તે દ્વારા બસ્તિમાં મૂત્રપુરણ દ્વારા બસ્તિને આધાર આપે છે.

" अलाम्बा इव रूपेण सिरास्नायु परिग्रहः ॥ " (સુ. નિ. અ. ૬).

પુરીષવહા સ્રોતોઃ- પુરીષનું વહન કરનારા બે સ્રોતો છે તેનાં મૂળ

આ ગ્રંથિ જન્મકાળ રહે તથુ લાંબી અને વજનમા અર્ધો હોય છે એનુ કાર્ય નગીરની વૃદ્ધિ સાથે મળતુ હોય છે જન્મમાળ તે સપૂર્ણ વૃદ્ધિ પામે છે અને બીજા વર્ષથી નાની થવા માંડે છે વસ્થા પ્રાપ્ત થતા એ ક્ષીણ બને છે તમજ સજાતીય અવયને અ કશમા રાખ છે આ ગ્રંથિની અતિવૃદ્ધિ થવાથી નાના

## શરીરનાં ત્રણ પ્રધાન ભાગો મસ્તક, હૃદય અને નાભિમાં આવેલાં વાતાદિ દોષોના સ્થાનો

(૧) મસ્તકમાં– વાત સંસ્થાન; શીર્ષણ્ય નાડીઓ (Cranial nerves) જેને પ્રાણવાયુ કહેવામાં આવે છે. " प्राणोऽत्रमूर्धगः ॥ "

પિત્ત સંસ્થાન– શૃંગાટકમાં આવેલું બુદ્ધિ વૈશેષિક આલોચક પિત્ત જેને તૃતિય આગ્નેય ચક્ષુ (Third-eye) કહે છે. પાશ્ચાત્ય વૈદકમાં Pineal gland કહે છે તે જ વેદમાં કહેલો મૂર્ધાગ્નિ કહેવાય છે.

કફ સંસ્થાન– મસ્તકના તાલુમૂલ (Basal ganglia) માં આવેલું Pituitary body જેને સુધાસ્રાવી ગ્રંથિ કહે છે જે સુધાસમાન નિર્મલ કફનો સ્રાવ કરે છે. આયુર્વેદમાં કહેલો તર્પક કફ તે આ છે.

(૨) હૃદયમાં વાતસંસ્થાન :– પ્રાણવાયુ હૃદયમાં રહેલો છે. આધુનિકો તેને Upper Para Sympathetic nervous System કહે છે. " हृदि प्राणो " ॥

પિત્ત સંસ્થાન :– સાધકપિત્ત હૃદયમાં રહેલું છે. " यत् पित्तं हृदयस्थं तस्मिन् साधकोऽग्निरिति संज्ञा " આધુનિકોના મત મુજબ Heamoglobin એ જ સાધકપિત્ત છે જેને પ્રાણવાયુ (Oxigen) સાથે સખ્યાભાવ છે.

કફસંસ્થાન– અવલંબન કફ હૃદયમાં રહેલો છે જેને આધુનિકો જમણી જલવાહિ સિરાઓ Right lymphatics કહે છે. તે જલરૂપ કફને હૃદયમાં ઠાલવે છે અને હૃદયને આધાર આપે છે. 'हृदयावलम्बनं करोति'

(૩) નાભિમાં વાતસંસ્થાન– સમાનવાયુ નાભિમાં રહેલો છે. તેના આશયને વાતાશય Pancrease કહે છે તેના વાતસ્રોતો–Renal plexus lower Splanchasic Nerve માં આવેલાં છે " समानो नाभिसंस्थितः " (ટી-ટી)

પિત્તસંસ્થાન–પાચકાગ્નિ કે જઠરાગ્નિ જેનું સ્થાન ગ્રહણી Duodenum કહેવાય છે અને તે પાચક સંસ્થાન Digestive System કહેવાય છે. સ્થાન નાભિ છે. " पक्वामाशयमध्यस्थम् "

કફસંસ્થાન– આમાશય જે કલેદન કફનું સ્થાન (Stomach) કહેવાય છે. आमाशयः श्लेष्मणः " (સુ. સૂ. અ. ૨૧) ઉદક કર્મ વડે અનુગ્રહ કરે છે.

## ધાતુઓની વચ્ચે આવેલી કલાઓનું વર્ણન

કલાઓ સાત છે અને તે સમગ્ર શરીરની બે ધાતુઓની વચ્ચે આવેલી છે. આ કલાઓ સૂક્ષ્મ હોય છે. બે ધાતુઓની વચમાં પડી બંને ધાતુઓની અંતર મર્યાદા બતાવે તે કલા કહેવાય છે.

" कलाः खल्वपि सप्त सम्भवन्ति धात्वाशयान्तरमर्यादाः ॥"

(સુશ્રુત). ધાતુઓનાં જુદા જુદા અન્તરોમા સ્નાયુઓથી ઢંકાએલા, ગર્ભની જરાયુના જેવા પડદાથી વીંટાએલાં અને કફથી પણ વીંટાએલા જે કલેદરૂપ અંતર મર્યાદા બતાવતો પદાર્થ કલા કહેવાય છે.

" स्नायुभिश्च प्रतिच्छन्नान्संततांश्च जरायुणा ।
श्लेष्मणा वेष्टितांश्चापि कलाभागांस्तु तान्विदुः ॥ "

(સુ. શા. અ. ૪).

વાગભટજી કહે છે કે કલાની ઉત્પત્તિ બે ધાતુઓની વચમાં જે કલેદ (કફ) હોય છે તે પોત પોતાના ધાત્વાગ્નિથી બરાબર પાકે છે અને પછી તેની આજુ બાજુ કફ, સ્નાયુઓ અને ઓર છવાય છે ત્યારે તે કલા એક અત્યંત પાતળી ત્વચા ( Membrane ) રૂપ બને છે. તે ડુંગળીના ગર્ભરૂપ પડોની વચમાં જેમ અત્યંત સૂક્ષ્મ પાતળું પડ નીકળે છે તેમ ધાતુઓની વચ્ચે રહી બંને ધાતુઓને પ્રથક્ કરી બતાવે છે.

" धात्वाशयान्तरक्लेदो विपक्वः स्वंस्वमूष्मणा ।
श्लेष्म स्नाय्वपराच्छन्नः कलाख्यः काष्ठसारवत् ॥ "

(અ. હ. શા. અ–૩).

કલાઓ પણ ધાતુઓનાં અંશરૂપ ગણાય છે તેમાં ધાતુઓનો થોડો અંશ હોય છે. વળી તેનું કાર્ય પણ જોવામાં આવે છે. દાખલા રૂપે આશયોમાં ગણાવેલી છઠ્ઠી પિત્તધરા કલામા અગ્નિનો વ્યાપાર આહાર પાક થાય

છે તેવી જ રીતે ધાતુઓની કલામાં છઠ્ઠી મજ્જાધાતુ તે અસ્થિની અંદર આવેલી ધાતુ છે તે ધાતુમાં છઠ્ઠી અગ્નિધરા (પિત્તધરા) કલાનો વ્યાપાર પણ છે. જેને આધુનિક વૈદ્યક Reticwlo endothelium system કહે છે. તે કલામાં રહેલી પિત્તની ઉષ્માથી તે સ્થાનમાં રક્તકણો (R. B. C). અને ઓજસ્ના ઘટકો (W. B. C) પેદા થાય છે. છઠ્ઠી ગ્રહણી કલા જેટલો જ અહીં અગ્નિનો વ્યાપાર છે. આ કલા દૂષિત થતાં, ગ્રહણી અત્યંત દૂષિત થાય છે, અતિસાર આદિ ઉપદ્રવો પણ થાય છે.

"षष्टेमज्जानमनुप्रविशति ग्रहणींचात्यर्थं दूषयति । तेन गात्राणां गौरवमतिसारो हृत्पीडा मूर्च्छा च भवति ॥" (સુ. ક. અ. ૪). દર્વીકર સર્પના વિષના વિષવેગો)

આ વર્ણન ઉપરથી સમજવાનું છે કે, આશયોની કલાઓ અને ધાતુઓની કલાઓને પારસ્પારિક સંબંધ છે. કલાઓ બગડતાં ધાતુઓ અને ધાતુઓનાં આશયો પણ બગડે છે.

આશયોની કલાઓ સ્થૂલ અને અવયવ રૂપ હોય છે, તેઓ જરાયુ જેવી માત્ર સૂક્ષ્મ પડરૂપ હોતી નથી જેમકે છઠ્ઠી પિત્તધરા કલા (ગ્રહણી) એ આમાશય અને પક્વાશયની વચ્ચે પડી બંને આશયોની અંતર મર્યાદા બાંધનાર અવયવ વિશેષ (આન્ત્ર) છે, પાંચમી પુરીષધરા કલા-ક્ષુદ્રાન્ત્ર અને સ્થૂલાન્ત્રની વચ્ચે આવેલા ઉન્ડુક (Ceacum) ને કહે છે તે પણ અવયવરૂપ છે. શુક્રધરા કલા તે ઉપસ્થનો મૂત્ર અને વીર્યને નીકળવાનો માર્ગ કહેવાય છે, માટે સૂક્ષ્મ કલાઓની જેમ આશયોની સ્થૂલ કલાઓની રચના નથી.

(૧) રસ અને માંસની વચ્ચે—માંસધરા કલા.
(૨) માંસ અને રક્તની વચ્ચે—રક્તધરા કલા.
(૩) રક્ત અને મેદની વચ્ચે—મેદોધરા કલા
(૪) મેદ અને કફની વચ્ચે શ્લેષ્મધરા કલા
(૫) કફ અને અસ્થિની વચ્ચે અસ્થિધરા કલા. પ્રાણ અને અગ્નિ વ્યાપાર.
(૬) અસ્થિ અને મજ્જાની વચ્ચે—મજ્જધરા કલા. અગ્નિનો વ્યાપાર
(૭) મજ્જા અને શુક્રની વચ્ચે—શુક્રધરા કલા.

શરીરમાં રક્ત પછી મેદ ધાતુ અને મેદ પછી કફ ધાતુ અને કફ પછી અસ્થિ ધાતુ આવેલી છે. તેમ ઉપરના વર્ણનથી જણાય છે. એટલે મેદ અને અસ્થિની વચ્ચે કફ ધાતુ આવેલી છે. ઉરુસ્તંભ રોગમાં આ કફધાતુથી અને આમથી અસ્થિ પુરાય છે. તેમ આયુર્વેદમાં વર્ણન છે. તેથી મેદધાતુ અને અસ્થિની વચ્ચે કફનું પડ હોય છે. તે જ શ્લેષ્મધરા કલા જાણવી.

## વાત પ્રકોપનાં કારણો

संधारणाध्यशनजागरणोच्चभाषा-
व्यायामयानकटुतिक्तकषायरूक्षैः ।
चिन्ताव्यवायभयलङ्घनशीतशोकै-
र्वातः प्रकोपमुपयाति घनागमे च ॥

વાયુ, મળ, મૂત્રના વેગોને અટકાવી રાખવાથી, જમ્યા ઉપર જમવાથી ઉજાગરા કરવાથી, ઉંચેસ્વરે બહુ બોલવાથી, અત્યંત કસરત કરવાથી, વાહનમાં મુસાફરી કરવાથી અને સવારી કરવાથી તીખા, તુરા અને કડવા પદાર્થોનું અતિ સેવન કરવાથી, લુખા પદાર્થોના સેવનથી ચિંતા, મૈથુન, ભય, લંઘન શીત સેવન અને શોક કરવાથી તથા વર્ષાઋતુમાં વાયુ કોપે છે.

## પિત્ત પ્રકોપનાં કારણો

कट्वम्लमद्यलवणोष्णविदाहितीक्ष्ण-
क्रोधातपानलभयश्रमशुष्कशाकैः ।
क्षाराद्यजीर्णविषमाशनभोजनैश्च
पित्तं प्रकोपमुपयाति घनात्ययेच ॥

તીખા, ખાટા, દારૂ, અતિલવણ, ગરમ, વિદાહી અને તીક્ષ્ણ પદાર્થોના સેવનથી, ક્રોધથી, તડકાથી, અગ્નિથી, ભયથી, અતિશ્રમથી, સુકવણીવાળા શાક ખાવાથી, ક્ષારના સેવનથી, અજીર્ણ હોવા છતાં જમવાથી, ભોજનના યોગ્ય સમય શિવાય જમવાથી અને શરદઋતુમાં પિત્ત પ્રકોપ પામે છે.




સુ. શા. અ. ૪

### કફ પ્રકોપનાં કારણો

स्वप्नाद्दिवा मधुरशीतलमत्स्यमांस-
गुर्वम्लपिच्छिलतिलेक्षुपयोविकारैः ।
स्निग्धातितृप्तिलवणोदकपानभक्ष्यैः
श्लेष्मा प्रकोपमुपयाति तथा वसन्ते ॥

દિવસે સુવાથી, ગળ્યાં, ઠંડા, મત્સ્યવર્ગના પ્રાણીઓનું માંસ, ભારે પિચ્છિલ, તલ, શેરડી અને શેરડીથી બનતા પદાર્થો ( ગોળ, ખાંડ વગેરે ) વસ્તુઓ. દુધ અને દુધમાંથી બનતી ( દહીં, માખણ, ઘી, માવો વગેરે ) ચીજો અને સ્નિગ્ધ પદાર્થો તથા અતિતૃપ્તિપૂર્વકનું ભોજન, ખારાં ખાનપાન અને વધારે પાણી પીવાથી તથા વસંત ઋતુમાં કફ કોપે છે.

### કોપેલા દોષોના શોધનની જરૂર

तदेवमेते क्रमशो विशोध्या दोषाः प्रदुष्टायुगपत्त्रयोऽपि ।
कुर्वन्ति रोगान् विविधाञ्छरीरे संस्थानसंज्ञाविगताननेकान् ॥

એક એક દોષ કોપે કે બે દોષો સાથે કોપે કે ત્રણે દોષો સાથે મળીને કોપે તો તે દોષો શરીરમાં જેનાં લક્ષણો કે નામ પણ હોતા નથી તેવા અનેક રોગોને પેદા કરે છે. માટે તે દોષોનું ક્રમે કરીને શોધન કરવું. ( જે આગળ કહેવાશે ).

### વાયુકોપે ત્યારે શું થાય

पारुष्यसंकोचनतोदशूलश्यामत्वमङ्गव्यथचेष्टभंगाः ।
सुप्तत्वक्षीणत्वखरत्वशोषाः कर्माणि वायोः प्रवदन्ति तज्ज्ञाः ॥

વાયુ પ્રકોપ થાય છે ત્યારે અંગોને કઠોર બનાવે છે, સંકોચે છે. તોદ (સોય ખોસ્યા જેવી પીડા), સૂળ કરે છે. શરીરનો વર્ણ કાળો કરે છે, અંગમાં પીડા કરે છે. અંગના કાર્યમાં બાધ કરે છે, શરીરને બહેર–સ્પર્શજ્ઞાન વગરનું કરે છે. ઠંડું, ખરબચડું કરે છે અને સુકવે છે. તેમ આયુર્વેદના જાણકાર વૈદ્યો કહે છે.

## પિત્તકોપે ત્યારે શું થાય

परिभ्रमस्वेदविदाहरागवैगन्ध्यसंक्लेदविपाककोथाः ।
प्रलापमूर्च्छाभ्रमपीतभावाः पित्तस्य कर्माणि वदन्ति तज्ज्ञाः ॥

પિત્ત પ્રકોપ પામે છે ત્યારે બધું ફરતું હોય તેમ જણાય છે. પરસેવો થાય છે. બળતરા થાય છે. અંગ લાલ થઇ જાય છે. દુર્ગન્ધ મારે છે. શરીર ક્લેદ વાળું થાય છે. શરીરના કોઈપણ ભાગમાં પાક થાય છે. સડો થાય છે. લવારો, મૂર્છા અને ચક્કર આવે છે અને પીળાશ આવે છે. તેમ આયુર્વેદજ્ઞો કહે છે.

## કફ કોપે ત્યારે શું થાય

श्वेतत्वशीतत्वगुरुत्वकण्डूस्नेहोपदेहस्तिमितत्वलेपाः ।
उत्सेधसंकान्तिचिरक्रियाश्च कफस्य कर्माणि वदन्ति तज्ज्ञाः ॥

કફ કોપે છે ત્યારે ત્વચા, નખ, મૂત્ર, મળ વગેરે ધોળા જાય છે. અંગ ઠંડું રહે છે. ભારે રહે છે. શરીરે ખણુજ આવે છે. ચીકણું થાય છે. શરીર કફથી ભીનું લેપાએલું જણાય છે. શરીર ચપળતાથી પોતાનું કામ કરી શકતું નથી. કફ લિંપાઇ જાય છે. સોજો આવે છે અને કોઈ કાર્ય કરતાં વિલંબ થાય છે (આલસ્યને કારણે).

## રોગોનાં લક્ષણ અને નામ

एतानि लिङ्गानि च तत्कृतानां
सर्वामयानां च विभिन्ननाम्नाम् ।
कश्चिद्भवेत्यापि विशेष एव
संज्ञान्तरं येन तु संप्रयाति ॥

આગળ જે વાતાદિ દોષોનાં લક્ષણો કહ્યાં તે દોષનાં ચય પ્રકોપ, પ્રસરનાં કહ્યાં, તે સમયે થતા દોષના લક્ષણો હોય છે તે અમુક નામવાળો રોગ કહેવાતો નથી, પણ પ્રકોપ પામેલા દોષના લક્ષણો જણાય છે. જ્યારે દોષ સ્થાન સંશ્રય (કોઈપણ એક સ્થાનને) પામે છે અને વ્યક્તિ (વ્યક્ત)

થાય છે ત્યારે સોજા, અર્બુદ, ગ્રન્થિ વિદ્રધિ, વિસર્પ ઈત્યાદિ રોગોનાં તથા જ્વર અને અતિસાર ઈત્યાદિ નામવાળા રોગો અને તેઓનાં લક્ષણો પ્રગટ થાય છે. જ્યારે દોષ સંપ્રાપ્તિ વિશેષને પામે છે ત્યારે જ નામવાળા રોગો પેદા થાય છે.

## સામરોગનાં લક્ષણો

आलस्य तन्द्राहृदयाविशुद्धि दोषाप्रवृत्यामलमूत्रभावैः ।
गुरुदरत्वारुचिसुप्तताभिरामान्वितं व्याधिमुदाहरन्ति ॥

આળસ, ઘેન હૃદયનું ભારેપણું, વાતાદિ દોષો અને મળ મૂત્રની અટકાયત થાય, પેટમાં ભાર જણાય, અન્ન ઉપર અરુચિ, શરીર સજ્જડ થાય આ લક્ષણો રોગની સામાવસ્થાનાં છે.

વ્યાધિની બે પ્રકારની અવસ્થાઓ છેઃ સામ અને નિરામ. રોગ એક જ હોવાં છતાં સામ–નિરામ અવસ્થા ભેદે ચિકિત્સાના ઉપક્રમનો પણ ભેદ છે. જેમકે–જ્વરની સામ અવસ્થામાં ઔષધ અપાતું નથી. નિરામ અવસ્થામાં પાચન કે શમન અપાય છે. સામ અવસ્થામાં આપેલું ઔષધ દોષની વૃદ્ધિ કરે છે અને રોગને મટાડતું નથી. જ્યારે રોગની નિરામ અવસ્થા થાય છે ત્યારે આપેલું ઔષધ અમૃત જેવું થાય છે.

દોષો, ધાતુરસ અને મળો એ ત્રણ પદાર્થોની સામતા હોય છે. દોષની સામતાને દોષામતા, રસની આમતાને રસામતા. અને મળની સામતાને મળામતા કહે છે.

## વાયુનું શમન કરવાના ઉપાય

स्निग्धोष्णस्थिरगुव्र्ययवलयवलवणाम्वाह्वम्लतैलातप
स्नानाभ्यञ्जनवस्तिमांसमदिरासंवाहनोद्वर्तनम् ।
स्नेहस्वेदनिरुहनास्यशयनस्थानोपनाहादिकं
पानाहारविहारभेषजमिदं वातं प्रशान्तिं नयेत् ॥

સ્નિગ્ધ પદાર્થો, ઉષ્ણ પદાર્થો, સ્થિર (જડ), વૃષ્ય (પુષ્ટિકારક), બળ આપે તેવા પદાર્થો. ખારા, ગળ્યા અને ખાટાં પદાર્થો. તેલ, તડકાનું સેવન.

સ્નાન, તેલનું માલીશ, અનુવાસન બસ્તિ, માંસ (રસ), મદ્ય, ચંપી, ઉદ્વર્તન (શરીરે ભુકા ચોળવા) સ્નેહન, સ્વેદન, નિરૂહબસ્તિ, નસ્ય, સુઈ રહેવું, બેસી રહેવું, પોટીસ બાંધવી વગેરે. પીવાના, આહાર અને ઔષધ તથા વિહાર કોપેલા વાયુને શાન્ત કરે છે.

## પિત્તનું શમન કરવાના ઉપાય

तिक्तस्वादुकषायशीतपवनच्छायानिशाजीवनं
ज्योत्स्नाभूगृहवारियन्त्रजलजस्त्रीगात्रसंस्पर्शनम् ।
सर्पिः क्षीरविरेकसेकरुधिरस्रावप्रलेपादिकं
पानाहारविहारभेषजमिदं पित्तं प्रशान्तिं नयेत् ॥

કડવા, ગળ્યાં, તૂરા, શીત પદાર્થોનું સેવન. છાંયડો, રાત્રી, પાણી, ચાંદની ભોયરાનું સેવન. ફુઆરો, કમળ, સ્ત્રીના શરીરનો સ્પર્શ, ઘી, દુધ, વિરેચન, વમન રૂધિરસ્રાવ, ઠંડાલેપ. આ બધાં પીણાં આહાર, વિહાર અને ઔષધો પિત્તનું શમન કરે છે.

## કફનું શમન કરવાનાં ઉપાય

रुक्षक्षारकषायतिक्तकटुकव्यायामनिष्ठीवनं
स्त्रीसेवाध्वनियुद्धजागरजलक्रिडा पदाघातनम् ।
धूमस्तापशिरोविरेकवमनस्वेदोपनाहादिकम् ।
पानाहारविहारभेषजमिदं श्लेष्माणमुग्रं जयेत् ॥

લૂખા, ક્ષાર, તૂરા, કડવા, તીખા એટલા પદાર્થોનું સેવન. કસરત, કફને થુંકાવનારી ક્રિયા, મૈથુન, પગથી ચાલવુ, કુસ્તી કરવી, ઉજાગરો પાણીમાં રમવું. પગના આઘાતવડે ક્રિયા કરવી, ધૂમાડો પીવો, પરસેવો લાવવો (શેક કરવો), નસ્ય, વમન, અને પોટીસો વગેરે. પીણાં આહાર વિહાર અને ઔષધ કફનું શમન કરે છે.

## દોષોનું શોધન કરવાનાં ઉપાય

कफप्रकोपे वमनं सनस्यं विरेचनं पित्तभवे विकारे ।
वाताधिके बस्तिविशोधनं च संसर्गजे च प्रविमिश्रमेतत् ॥

કફના પ્રકોપમાં વમન, નસ્ય પિત્તના પ્રકોપમાં જુલાબ આપવો. વાયુના પ્રકોપમાં બસ્તિ આપી શોધન કરવું અને બે દોષો કે ત્રણદોષો સાથે કોપ્યા હોય તો તે તે દોષોની જે જે ક્રિયા કરવા કહેલું છે તે ક્રિયા ક્રમથી કરવી.

### કઇ ઋતુમાં કયો દોષ કોપે

हेमन्तवर्षाशिशिरेषु वायोः पित्तस्य तोयान्तनिदाघयोश्च ।
कफस्य कोपः कुसुमागमेच कुर्वीत यद्विहितं तथैषाम् ।

હેમંત વર્ષા, અને શિશિર એ ઋતુઓમા વાયુ કોપે છે. શરદ અને ગ્રીષ્મમાં પિત્ત કોપે છે. વસંત ઋતુમા કફ કોપે છે. માટે એ દોષોનો પ્રકોપ મટાડવા માટે જે જે ઉપાય કહ્યા છે તે તે ઉપાય કરવા.

### આમને જીતવાનો ઉપાય

आमं जयेल्लंघनकोष्णपेयालध्वन्नरूक्षोदनतिक्तयूषैः ।
निरुहणैः स्वेदन पाचनैश्च संशोधनैरूर्ध्वमधस्तथा च ॥

ઉપવાસ, જરાક ઉની પેયા, હલકું અન્ન, લુખા ભાત, કડવાં યૂષો નિરૂહબસ્તિ, સ્વેદન, પાચન, ઊર્ધ્વ અને અધ શોધન(વમન-વિરેચન)થી આમને જીતવો

### કર્મજ વ્યાધિઓનો ઉપાય

होमोपवासनियमाः प्रायश्चित्तं जपव्रतम् ।
देवद्विजार्चनं मन्त्र बलिस्वस्त्ययनानि च ॥

હોમ, ઉપવાસ, નિયમ, પ્રાયશ્ચિત, જપ, વ્રત, દેવ બ્રાહ્મણની પૂજા, મંત્ર, બલિ અને સ્વસ્તિવાચન એ બધા કર્મજ રોગોમા કરવા.

### વાયુનું શમન (ચિકિત્સાકલિકા)

तत्र तावदनिलः शममेति स्नेहबस्तिपरिषेकनिरूहैः ।
भुक्तमात्रजलदेन नराणामोदनेन मृदुमांसरसेन ॥

વાયુના પ્રકોપમાં રોગીને સ્નેહપાન કરાવવું (ઘી તેલ વગેરે યોગ્ય-માત્રામાં પાવું). સ્નેહ બસ્તિ આપવી. વાતહર ઔષધોનાં કવાથથી સેચન કરવું. નિરૂહબસ્તિ (દશમૂળાદિ બસ્તિ) આપવી. જે આહાર બળ આપે તેવો હોય તેનું સેવન કરાવવું તથા કોમળ માસરસ યુક્ત ભાત આપવો.

### પિત્તનું શમન

द्राक्षया त्रिफलया त्रिवृताच स्रंसनेन रुधिरस्रुतिभिश्च ।
सर्पिषा च पयसा सितया च स्वादुना भवति पित्तनिवृत्तिः ॥

દ્રાક્ષ, હરડાં, બહેડા, આમળા, નસોતર એ ઔષધિનું ચૂર્ણ કે કવાથ પીવરાવવો તેથી વિરેચન થઈ પિત્ત શાન્ત થાય છે. વળી રૂધિરસ્રાવ કરવો. ઘી, દૂધ, સાકર અને એવાજ બીજા મધુર પદાર્થો ખાવા પીવા આપવા જેથી પિત્ત શમે છે.

### કફનું શમન

लङ्घनेन वमनेन यवान्नप्राशनेन शिरसश्च विरेकैः ।
कटुफलादिकवलैरहिमाम्भिश्चादिभिश्च शममेति कफश्च ॥

ઉપવાસ કરવાથી, વમન કરવાથી, જવનું ભોજન કરવાથી, શિરો વિરેચન કરવાથી, કાયફળઆદિ ઔષધોના કોળીઆ (મુખમાં) ભરી રાખવા અને ઉકાળેલા ગરમ પાણીથી કફ શમે છે.

## ચાર પ્રકારની સિરાઓનું વર્ણન.

આયુર્વેદશાસ્ત્રમાં સિરાઓ (Boold Vessels) ચાર પ્રકારની કહી છે, અને તેઓનો વર્ણ દોષાનુસાર હોય છે વળી તેઓ દોષો અને ધાતુનું વહન કરે છે. "अथातः सिरावर्णविभक्तिं नाम शारीरं व्याख्यास्यामः (સુ. શા. અ. ૭). "दोषधातुवहाः सिराः" (શાર).

(૧) વાત રક્તવહાસિરાઃ–

"तत्र श्यावारुणाः सूक्ष्माः पूर्णरिक्ताः क्षणात्सिराः । प्रस्पन्दिश्च वातस्तं वहन्ते ॥ (अ. हृ. शा. अ. ३).

વાતરક્તવહાસિરાઃ–રક્તસહિત વાયુનું વહન કરે છે. વર્ણમાં અરુણ ઘડીમાં ભરાય છે અને ઘડીમાં ખાલી થાય છે અને સ્પન્દન શીલ છે, પાશ્ચાત્ય વૈદ્યકની Small artery & Arterioles જાણવી.

(૨) પિત્તશોણિતવહાસિરાઃ–

આ સિરાઓ પાશ્ચાત્ય વૈદ્યકમાં કહેલી Vein જાતિની સિરા જાણવી. સ્પર્શમાં ઉષ્ણ, શીઘ્રવહન શીલ, અને વર્ણમાં લીલી કે પીળી હોય છે. શરીરના અંદરનાં ઉંડાણવાળા ભાગોમાં પ્રસરેલી હોય છે. તેને Deep Veins કહે છે. કેટલીક જગાએ Artery જાતિની સિરા પણ પિત્તનું વહન કરે છે. ઉદાહરણ રૂપે યથા–"ચાક્ષુષિ સિરા Ophthalmic artery" પિત્તનું વહન કરતી હોવાથી તેને રુપવહાસિરા કહેવામાં આવે છે. **"यथा दोषा प्रकुपिताः प्राप्यरुपवहेसिरे"** (મધુ. હી. મા. નિ).

(૩) કફવહાસિરાઃ–

ગૌરવર્ણની, સ્નિગ્ધ, સ્થિર અને શીતલ સ્પર્શવાળી છે. જેને પાશ્ચાત્ય વૈદ્યકમાં Lymphatics કહે છે.

(૪) રક્તવહાસિરાઃ–

આ જાતિની સિરાને Vein કહે છે. અને તે શરીરના હાથ-પગ વગેરેમાં આવેલી છે આયુર્વેદ રોહિણી સિરા કે લોહિતાસિરા શુદ્ધરક્તનું વહન કરનારી છે તેમ કહે છે, અને આ સિરાઓનું વેધન કરી રુધિર સ્રાવ કરવા કહે છે.

**"शाखाश्रया यथान्यायं रोहिणीर्व्यधयेत् सिराः"** (સુ. ઉ. અ. ૪૭–૬૭). પાશ્ચાત્ય વૈદ્યકની શાખાશ્રિત Superficial Veins જેવી કે Baselic vein cephalic vein, Madian cubital vein **इत्यादि "बाहुजङ्घा श्रया रोहिणीः लोहिताः सिरा यथान्यायं विध्येदिति"** (ડ. ટી). એ જોતા રોહિણી સિરા એ Artery નહિ. પણ vein છે.

સિરાઓનું સ્વરુપઃ– **"द्रुमपत्रसेवनीनामिव तासां प्रतानाः** (સુ. શા. અ. ૭). **"पत्ररेखाप्रतानवत्"** (વા. શા. અ–૩). અન્તઃ સુષિર નાલીરુપ મૂળમાં સ્થૂળ આગળ જતા શાખાઓ ભેદ પામી મધ્યમ થતી પાછી બહુ પ્રશાખાઓને જન્મ આપતી સૂક્ષ્મશાખાઓ થઈ

પોતાની શાખાઓની સાથે પરસ્પર મળી ચક્રો અને ગુચ્છો રચે છે, અનિયમિત પ્રસરણશીલ, શરીરના વિશાળ પ્રદેશમાં ફેલાય છે. "**सरणात् सिराः";- सरणादेशान्तर गमनात् ॥**" એક પીપલનું કે વડનું પાન સુકવેલું લઈ જોવાથી આ રચના સમજાશે. આયુર્વેદના સિદ્ધાન્ત અનુસાર પાશ્ચાત્યોની Artery પણ સિરા કહેવાય છે કારણકે તેમાં સિરાનું સ્વરૂપ ઘટે છે. 'આર્ટરી' એટલે ધમની કે શુદ્ધરક્તવાહિની નહિ: ઉદાહરણાર્થ– ચાક્ષુષિ સિરા ( Ophthalmic artery ) 'આર્ટરી' જાતિની હોવા છતાં તેમાં સિરાનું સ્વરુપ ઘટતું હોઇ સિરા કહેવાય છે –**યથા**– "**यथाद्दोषा प्रकुपिताः प्राप्यरूपवहे सिरे**" ( મા. નિ. મધુ. ટી ).

ધમનીઃ– જે અન્તઃ સુષિરરૂપ નાલી નિરંતર સ્પન્દનશીલ હોઈ ધમન કાર્ય કરે છે તે ધમની કહેવાય છે, રસનું વહન કરે છે, કેટલીક ધમનીઓ શબ્દ, રૂપ, રસ, ગન્ધ આદિ વિશેષોનું વહન કરે છે, કેટલીક વાતપિત્ત કફ, રસ અને શોણિતનું વહન કરે છે વળી કેટલીક ધમનીઓ અન્નરસ, મૂત્ર, જલ, સ્વેદ અને શુક્ર તથા આર્તવનું વહન કરે છે. મૂળ ધમનીઓ ૨૪ છે, તેમાંથી ૧૦ નાભિથી ઉપર મસ્તક પર્યન્તના અવયવોમાં ગએલી છે તેને ઉર્ધ્વગમા ધમનીઓ કહે છે શાખાઓ ભેદ પામતા કુલે ૩૦ થાય છે, ૧૦ નાભિથી નીચેના અવયવોમાં પ્રસરેલી છે જેને અધોગમા ધમનીઓ કહે છે. શાખાઓ ભેદ પામી કુલે ૩૦ થાય છે. અને ૪ ધમનીઓ તિર્યક ગએલી છે જેની સહસ્ત્ર શાખાઓ થઇ શરીરમાં જાળાની માફક પ્રસરેલી છે. દરેક ધમની બે બે છે. જેમકે– ઉર્ધ્વગમા ધમનીઓમાં બે રુપવહા ધમની ( Retinal artery ) બંને આંખોની બે તેનીજ રીતે અધોગમા મૂત્રવહા બે ધમનીઓ (Renal artery ) બંને બાજુમાં મૂત્ર પિન્ડ (Kidney ) માં ગએલી છે. ધમની પોતાના મૂળ સ્થાનમાંથી નીકળી આગળ વધે છે તે નિયમિત પ્રસરણશીલ, યુગ્મરુપે, બે બે જોડકાં વાળી, શાખા પ્રશાખાઓ યુક્ત થઇ અંતિમ ઇન્દ્રિય જેવી થઇ રહે છે. પોતાની શાખાઓનું પરસ્પર મીલન થતું નથી તેમ ચક્રો કે ગુચ્છો રચતી નથી. પાશ્ચાત્ય વૈદ્યકમાં તેને End artery કહે છે. જુઓ ચિત્રમાં ચક્ષુઇંદ્રિયની રૂપવહા ધમનીથી સમજાશે.

Eud artery- " An artery witch does not anastmoses directly or indirectly with other arteries, e. G in kidney and spleen." ( Taber's madical dictionary ).

સુ. શા. અ. ૯



નેત્રની રૂપવહા ધમની






વાતવહા સિરા



પિત્તવહા



કફવહા સિરા

સુ. શા. અ. ૭

## સ્વસ્થનું લક્ષણ

समदोषः समाग्निश्च समधातुमलक्रियः ।
प्रसन्नात्मेन्द्रियमनः स्वस्थ इत्यभिधीयते ॥
સુ. સૂ. અ. ૧૫.

જેના વાતાદિ દોષોની સમતા હોય, જઠરાગ્નિ સમ હોય ધાતુઓ અને મળોનું કાર્ય સમ હોય અને આત્મા, ઇન્દ્રિયો તથા મનની પ્રસન્નતા હોય તે મનુષ્યને સ્વસ્થ કહેવામાં આવે છે.

વાગભટજી તો સંક્ષિપ્ત કહે છે કે– વાતાદિ દોષોની વિષમતા એ રોગ અને દોષની સામ્યતા તે સ્વસ્થ જાણવો. "रोगस्तु दोषवैषम्यं दोष-साम्यमरोगता"

વૈદ્યે સ્વસ્થ મનુષ્યની રક્ષા કરવી. ઋતુ, દેશ દોષ, કાળ અનુસાર આહાર આચારનાં નિયમોનું પાલન કરાવવું. અને વ્યાધિકાળમાં જ્યાંસુધી રોગી પુરો સ્વસ્થ ન થાય ત્યાં સુધી વધેલા દોષને કર્ષણથી અને ઘટેલા દોષને બૃંહણ ઉપાયોથી જીતવો. ચિકિત્સાના આ બે કર્ષણ–બૃંહણ મુખ્ય અંગ છે, એજ ક્રમ ધાતુઓ અને મળોને પણ લાગુ પડે છે. એટલે કે દોષ, ધાતુઓ અને મળોની સમતા પર્યન્ત આ બે ક્રિયાઓ કરવાની છે.

## દોષોની સમતા

**વાયુની સમતા :—**

ઉત્સાહ, ઉચ્છવાસ, નિઃશ્વાસ, ચેષ્ટાવ્યાપાર બરાબર થાય, મળ મૂત્ર, અધો વાયુ વિગેરે પ્રાકૃતિક વેગોનું સમ્યક્ પ્રકારે આવવું, રસ રક્તાદિ ધાતુઓનું સમ્યક્ પ્રકારે વહેવું અને ઈન્દ્રિયોની ચપળતા એ બરાબર થતા હોય તો વાત અવિકૃત છે તેમ જાણવું અને તે શરીરને અનુગ્રહ કરે છે.

**પિત્તની સમતા :—**

પાચનશક્તિ સારી, ઉષ્મા બરાબર, દૃષ્ટિકાર્ય, ભૂખ, તરસ, રુચિ, દેહની કાંતિ, બુદ્ધિ મેધા, શૌર્ય, શરીરની કોમળતા, એ બધાં બરાબર થતા હોય તો પિત્ત અવિકૃત છે (સમ છે) તેમ જાણવું. અને તે શરીરને અનુગ્રહ કરે છે.

કફની સમતાઃ– શરીરની દઢતા, શરીરની સ્નિગ્ધતા, શરીરના સાંધિ બંધનોની દઢતા, અને શ્રમાદિની ક્ષમતા વગેરે બરાબર થાય છે તે અવિકૃત કફનાં લક્ષણો છે. જે શરીરને અનુગ્રહ કરે છે.

## ધાતુઓનાં કામો

(૧) રસ–પ્રીણન (૨) રક્ત–જીવન (૩) માંસ–લેપન (૪) ચરબી–સ્નેહન (૫) અસ્થિ–ધારણ (૬) મજ્જા–પુરણ (૭) શુક્ર–ગર્ભોત્પત્તિ. વળીઃ—

(૧) રસ–શરીરનું પ્રીણન કરે છે અને રક્તની વૃદ્ધિ કરે છે.

(૨) રક્ત–વર્ણને સારો કરે છે, માંસની પુષ્ટિ કરે છે અને જીવાડે છે.

(૩) માંસ–શરીર અને મેદને પુષ્ટ કરે છે.

(૪) મેદ–સ્નિગ્ધતા, સ્વેદ, દઢતા અને અસ્થિને પુષ્ટ કરે છે.

(૫) અસ્થિ–શરીરને ધારણ કરે છે અને મજ્જાની પુષ્ટિ કરે છે.

(૬) મજ્જા–પ્રસન્નતા સ્નિગ્ધતાં, બલ, શુક્રની પુષ્ટિ અને અસ્થિઓનાં પોલા ભાગમાં પુરણ કરે છે.

(૭) શુક્ર–ધૈર્યચ્યુતિ, સ્ત્રિયોપર પ્રીતિ, શરીરમાં બલ અને હર્ષ તથા ગર્ભોત્પત્તિ કરે છે.

## મળોનાં કર્મો

પુરીષ :– શરીરની અંદર આંતરડામાં રહી શરીરને આધાર આપે છે અને વાયુ તથા અગ્નિનું ધારણ કરે છે.

મૂત્ર :– બસ્તિપૂરણ દ્વારા આધાર આપે છે અને બસ્તિને કલેદયુકત રાખી બસ્તિને બગાડવા દેતું નથી.

## હંમેશાં ત્રિફળા સેવન

त्रिफलां मधुसर्पिर्भ्यां निशि नेत्रबलाय च ।
स्वास्थ्यानुवृत्तिकृयच्च रोगोच्छेदकरं च यत् ॥

હંમેશા રાત્રે નેત્રનાં બળ માટે અને સ્વાસ્થ્ય જાળવવા માટે અને રોગના નાશ માટે ત્રિફળા ચૂર્ણ (રસાયન)નું સેવન કરવું. ૦ાા તોલો ત્રિફલાચૂર્ણ વિષમભાગે મધ ઘી સાથે સેવવું.

## રસ રક્તાદિ ધાતુઓની ક્ષીણતાનાં ઉપાય.

દોષો અને ધાતુઓની ક્ષીણતાથી થનારા રોગો મોટે ભાગે જીવનીય દ્રવ્યોની ખામી (Deficency of vitamins) થી થનારા રોગો છે. આયુર્વેદમાં ધાતુક્ષયની ચિકિત્સા કહેલી છે જે નીચે મુજબ છે.

રસક્ષય ચિ:– જાંગલ પ્રાણીઓના માંસ અને તેનાથી બનાવેલાં ભોજનો સેવન કરવાથી રસની વૃદ્ધિ થાય છે.

(૧) ગળો, આદુ, અજમો એ ત્રણ ઔષધોનો ક્વાથ કરીને પીવાથી રસની વૃદ્ધિ થાય છે.

(૨) કાળાં મરીનાં ૫–૭ દાણાં નાંખીને ઉકાળેલું દૂધ રાત્રે પીવાથી રસની વૃદ્ધિ થાય છે અને રસક્ષયથી જલ્દી મુક્ત થવાય છે.

(૩) ઘઉં, જવ અને ચોખાનાં ભોજન તથા વિશેષે કરીને જાંગલ પ્રાણીઓનાં માંસ રસો રસની વૃદ્ધિ કરે છે.

રક્તક્ષય ચિ:– ઘી, દૂધ, સાકર, મધ, મરી, પીપર એ ઔષધોનું પાન કરવું. દૂધ ઉકાળતી વખતે તેમાં મરી કે લીંડીપીપરના ૫ થી ૧૦ દાણાં નાંખવાં. દૂધ ઉકળી જરા ઘટ્ટ થાય એટલે તેમાં ઘી તોલો ૧, મધ તોલો ા।, સાકર પ્રકૃતિ અનુસાર મેળવી સવારે પીવું (દૂધ ઠંડુ થયા પછી મધ નાંખવું).

માંસક્ષય ચિ:– આનૂપદેશના પ્રાણીઓનું માંસ, ધાન્ય પણ આનૂપદેશનું લસણનો તથા અન્ય ઔષધી મેળવી કરેલો કલ્ક, મધ, દૂધ અને ઘી વગેરે તથા બીજા મધુર પદાર્થો સેવવાં. તેથી માંસ વધે છે.

મેદક્ષયની ચિ:– જાંગલ પ્રાણીઓનાં માંસરસો તેમજ સિતોપલાદિ ચૂર્ણ તથા મરી નાંખી ઉકાળેલું બકરીનું દૂધ પીવાથી તથા સાંજના ભોજન વખતે મદ્ય, દ્રાક્ષાસવ વિગેરે પીવાથી મેદની વૃદ્ધિ થાય છે.

અસ્થિક્ષય ચિ:– અસ્થિને પુષ્ટ કરનારા ઔષધોથી પકાવેલું ઘી. નાના પ્રકારના ઔષધોથી પકાવેલું દૂધ, ચંદનાદિ ચૂર્ણ કે દ્રાક્ષાદિ ચૂર્ણ (ક્ષય પ્રકરણ યોગરત્નાકર) પીવાથી અસ્થિ પુષ્ટ થાય છે.

મજ્જાક્ષય ચિઃ– જંગલપ્રાણીઓનાં માંસ રસ, તેમજ સર્વપ્રકારના મધુર અન્નો મજ્જા ધાતુની વૃદ્ધિ કરે છે.

વીર્યક્ષય ચિઃ– પાદેલાં ફળોનો રસ, વિશેષ હિતકારી છે તેમજ માખણ, દૂધ, સાકર, કૌંચાં દૂધમાં ઉકાળી સાકર નાંખી પીવાં, તે મુજબ વિદારીકંદ, શાલમ દૂધમાં ઊકાળીને પીવાં અથવા કૌંચાં, વિદારીકંદ અને શાલમ એ ત્રણેને દૂધમાં ઉકાળી સાકર નાંખી પીવાં તથા મધુર પદાર્થો સેવન કરવા. બલાદિચૂર્ણ કે ચ્યવનપ્રાશ પણ સેવવાં.

## રોગાનુસાર ઔષધો

તાવમા–મોથ અને ખડસલીવાનો ઉકાળો. તરશનારોગમાં–ગરમ કરેલી ઠીંકરીથી છમકાવેલું પાણી. ઉલટીમાં–મમરાની ધાણી. મૂત્રાશયના રોગમાં–શિલાજીત. પ્રમેહરોગમાં–આંબળા અને હળદરનું સમાન લાગે ચૂર્ણ મધમાં ચાટવું. પાન્ડુરોગમાં–લોહભસ્મ કે મંડુર ભસ્મ. વાયુ અને કફના રોગોમાં –હરડે. બરસના રોગમાં–લીંડીપીપરનો પ્રયોગ કરવો. હાડકું સંધાવવા માટે–લાખનું સેવન. વિષરોગમાં–સરસડો. મેદ અને વાતરોગમાં–ગુગળ. રક્તપિત્તમાં–અરડુશીના પાંદડાનો રસ પીવો. અતિસારમાં–કડાછાલ. અર્શરોગમાં–ભીલામા. કૃત્રિમ વિષમાં–સુવર્ણના પાના. સ્થૂલપણામાં–રસવંતી. કૃમિરોગમાં–વાવડીંગ. ક્ષયરોગમાં–સુરા, બકરીનું દૂધ અને માંસ. આંખના રોગમાં–મધ સાથે ત્રિફળા ખાવાં. વાતરક્ત (Gangreen)માં ગળોનો રસ પીવો. ગ્રહણીમાં–છાશ. કુષ્ટ=ચામડીના રોગોમાં–ખેરસાર પીવો. બધા રોગમાં શિલાજીત. જુનુ ઘી–ગાંડપણમાં. શોકમાં–મદ્ય પીવું., વાણરોગમાં–બ્રાહ્મી. નિદ્રાનાશમાં–ભેંશનું દૂધ પીવું. જુના સળેખમમાં–મરી નાંખેલું દહીં. વાત રોગમાં–લસણ. અર્દિતવાયુને–માખણ ખાવા આપવું. જળોદરમાં–ઉંટડીનું મૂત્ર અને ઉંટડીનું દૂધ પીવું. ઘડપણમાં–ઘી, દૂધ પીવું. મંદાગ્નિમાં–પ્રમાણસર સરકો અને આદુનો સમાન ભાગે રસ પીવો. થાકમાં–સુરા અને સ્નાન કરવું. મૂત્રની અટકાયતમાં–ગોખરૂ. ઉધરસમાં–ભોરંગણી. પાર્શ્વશૂળમાં પુષ્કરમૂળ. યુવાની માટે–આંબળા. વ્રણરોગમાં–ત્રિફળા અને ગુગળ. મધ–કફને. ઘી–પિત્તને. તેલ–વાયુને જીતે છે.



# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| १ | २ | The | Three |
| १ | २३ | सोमसूर्यानिलाः यथा | सोमसूर्यानिला यथा |
| १ | २३ | कफपित्तानिलाःस्तथा | कफपित्तानिलास्तथा |
| ५ | છેલ્લી પંક્તિ | પુરાણ | પુરાણું |
| ६ | २७ | सद्योऽवराणां | सद्योज्वराणां |
| ७ | १८ | આમાશયોમા | આમાશયમા |
| ८ | २९ | મલભૂતદોષો | મળભૂત દોષો |
| ९ | ८ | મલ ભૂત દોષો | મળભૂત દોષો |
| ११ | १९ | વિપનીર્ય | વિપર્યય |
| १२ | १७ | સરીર | શરીર |
| १२ | १८ | कफ | कफः |
| १३ | १४ | शन्दस्पर्शन | शन्दस्पर्शयोः |
| १६ | १२ | તેમની | તેની |
| १६ | १७ | Browny | Bronzy |
| १७ | ५ | પદાર્થો | પદાર્થ |
| १९ | ६ | २ અંજલી | १ અજલી |
| १९ | ११ | Seruwrs | Serum |
| २० | २७ | cariac-Hydrothrox | cardiac–Hydrothorax |
| २२ | १५ | વ્યાખ્યા | વ્યાખ્યાનથી |
| २१ | १४ | पिच्छिलत्वाच्य | पिच्छिलत्वाच्च |
| २४ | १६ | પક્વાશય | પાચકાશય |
| २३ | १५ | આપેલું | આવેલું |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૭ | ૨ | ભાગે | નામે |
| ૨૭ | છેલ્લી પંક્તિ | કટિભાગ | કટિભાગને |
| ૩૩ | ૯ | સક્રિય | સક્થિ |
| ૩૩ | ૧૩ | શ્રોપમા-વાડીસત્રો | શ્રોત્રમા-નાડીસૂત્રો |
| ૩૭ | ૩ | Nervous | Nerves |
| ૪૦ | ૯ | ज्वलयत | ज्वलयन् |
| ૪૧ | ૧૮ | નાડીચક્ર-ગ્રન્થિ | નાડીચક્રમા-ગ્રન્થિઓમાં |
| ૪૩ | ૬ | વ્યાનને | વ્યાનને તે |
| ૪૪ | ૨૧ | શરીરોષ્મા | શારીરોષ્મા |
| ૪૪ | ૧ | मंदवन्हिना | मंदवन्हिता |
| ૪૬ | ૭ | ક્તધાતુ | રક્તધાતુ |
| ૪૮ | ૫ | મને | મતે |
| ૫૩ | ૨૧ | Test | Taste |
| ૫૫ | ૧૯ | Mubin | Mucin |
| ૫૬ | ૧ | Enzimes | Enzymes |
| ૬૨ | ૧ | inerese | increase |
| ૬૨ | ૧૬ | સ્વેદલસિકા | સ્વેદ, લસિકા |
| | | (ત્વચામાં ભ્રાજકપિત્ત) | કાઢી નાંખવું |
| ૬૮ | ૧૪ | બધી | વળી |
| ૬૬ | ૫ | દષ્ટિસ્થમાં | દષ્ટિસ્થાનમાં |
| ૬૯ | ૧૪ | સંગાટક | શૃંગાટક |
| ૭૦ | ૧૯ | પિત્તથી | પિત્તની |
| ૭૧ | ૧ | કોયલરવડા | કોયલરુવાડા |
| ૭૧ | ૨૩ | અદંકારરૂપ | અહંકારરૂપ |
| ૭૬ | ૫ | Adrinetin to Cortin | Adrinetin & Cortin |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૬ | ૨૦ | મેદશક્તિસંચય | મેદા, શક્તિ સંચય |
| ૭૭ | ૧૨,૧૩,૧૪ | ફૅરી એસીડ | ફૅટી એસીડ |
| ૭૯ | ૭ | આમ્યરસ | આપ્યરસ |
| ૭૯ | ૮ | Glycogon | Glycogen |
| ૭૯ | ૧૦ | ઉદક | ઉદક— |
| ૭૯ | ૧૦ | સ્રોતો કે જેઓ | સ્રોતોમાં વહે છે કે જે |
| ૭૯ | છેલ્લી | સ્રાવણુ | સ્રવણુ |
| ૮૭ | ૧૫ | શ્વેનસૂતજાળ | શ્વેતસૂત્રજાળ |
| ૮૮ | ૧૭ | Hlibro | Fibro |
| ૯૧ | ૧૧ | યોગવડસ્રોત જાણવું | તે યોગવહસ્રોત જાણવું |
| ૯૫ | છેલ્લી | બનાવી | બતાવી |
| ૯૬ | ૧ | circultion | circulation |
| ૯૯ | ૯ | આવે છે | આવેલા |
| ૧૦૩ | ૩ | Retienlo | Reticulo |

સૂચના :— શુદ્ધિ પત્રક મુજબ પુસ્તકના દરેક પાના સુધારી લઇ પછી ગ્રન્થ વાંચવા વિનંતી છે. —લેખક